# વરવેલી વીણા.



વેચનાર-બુકસેલર જહુલાલ નારણદાસ મુ. નડીઆદ.

# વરઘેલી વીણા

—: યાને :—

# પ્રેમી કે પાગલ

પવિત્ર પ્રેમનો આદર્શ ચિતાર

—: ભાગ ૧ થી ૬ :—

* સંપૂર્ણ સચીત્ર વાર્તા *


છપાવી પ્રસિદ્ધ કર્તા —

બુકસેલર કંચનલાલ શાન્તિલાલ બ્રધર્સ

ઠે૦ સ્વામીનારાયણના મંદીર પાસે, મુ૦ નડીઆદ

આવૃત્તિ ૩ પ્રત ૧૦૦૦ સન ૧૯૨૮

કિંમત ફક્ત દસ આના

## સુચના:—

આ પુસ્તક તેના લેખક ગામ અનારાના કવિ **શ્રીયુત જોઇતાભાઇ ભગવાનદાસને** યોગ્ય બદલો આપી રચાવવામાં આવ્યું છે. માટે તેનો સર્વ હક્ક નડીયાદના **બુકસેલર જદુલાલ નારણદાસ ચોકસીનો** હોવાથી તેમની લેખીત પરવાનગી સિવાય કોઇએ છાંપવી અથવા છપાવવી નહિ, જે કોઇ કાયદાનો ભંગ કરશે તેના ઉપર યોગ્ય ઇલાજ લેવામાં આવશે.



ઉમરેઠ ભટવાડી પોળને નાકે આવેલા સરસ્વતી પ્રીં પ્રેસમાં રતીલાલ બાળકૃષ્ણ ત્રિવેદીએ છાપ્યું અને બુકસેલર કંચનલાલ શાંતિલાલે સ્વામીનારાયણના મંદીર પાસે, નડીઆદમાંથી પ્રગટ કર્યું.

# વરઘેલી વીણા
યાને
# પ્રેમી કે પાગલ
## ભાગ ૧ લો.

રાગ ( હરિગીત છંદ ) શશીકાન્ત મારા લગ્નની કંકોત્રી

**લલીતા**—વ્હાલા ! વિણાનું શું કર્યું ? નિંદ્રા હજુ ના ઉડતી
વિણા વરસ થઇ સોળની વાતો વિવિધ તેથી થતી.
જોઈ જમાઇ શોધતાં જગ્યા વળી જ્યાં જ્યાં હતી
પણ કોઇ મોઢું મોડતું ના રે વિનવતાં કરગરી. ૧
પેલા મગનના છોકરાનું માગું કરવા હું ગઈ
શો રોફ ઘરમાં રાણીજીનો જોઇ વિસ્મય હું થઇ
પુછી અરે મેં વાત પેરે તો તડુકી બોલી એ
મારો ચીમન પરણાવશું જ્યારે થશે તે તો બી. એ. ૨
અહો નાથ એવા જ્યાં ફરી ત્યાં એજ ઉત્તર સાંભળ્યા
વ્હાલા વિચારો વાત આ મારી હૃદય ધારી જરા

**કર્તા**—વિણા તણી વદી એમ માતારે લલીતા નાથને
સુણી કૃષ્ણલાલે કષ્ટથી વદીઆ વિચારી વાતને ૩

**કૃષ્ણલાલ**—વ્હાલી પડી તેની તને શી છે ઘણી ચીંતા મને
ઘણીવાર તુજને મેં કહ્યું કે માગુ તુજથી ના બને
થાશે ધણીનું ધાર્યું જગમાં માનવી કોણ માત્ર છે
સરખો પ્રભુ છે સર્વનો વળી એ દયાનું પાત્ર છે ૪

વિણા વયે હજુ બાળકી છે વર્ષ સોળ થયા છતાં
અંગ્રેજીના અભ્યાસમાં હજુ ચાર વર્ષજ ખુટતાં
મળશે પછી વર આપ મેળે છે ઘણા ભગુપુરમાં
લાયક અહી મળશે નહી દઈશું વીણાને દુરમાં ૫

**લલીતા**–ના ના પીયુ એ શું વદો સહુલોક મેણાં મારતા
જુવો કાકીજી આવી મને નીત્યે રહ્યાં ઠપકારતાં
પરણાવી દો કન્યા કહે એ સાપનો ભારો ગણી
કન્યા કુંવારી બાર વરસે ના કદી રહી આપણી ૬
શું બોળવા બેઠાં તમે પેઢી તણી ઇજત બધી
બીજવર અરે પરખો મળે ના પંથવર કયાંએ કદી
ત્યારે કહ્યું કાકી બતાવો વર તમો વીણા સમો
કાકી કહે હરીલાલ પેલો છે મુને તે તો ગમ્યો ૭
ઉમર વરસ ચાળીસની છે છોકરાં વળી ચારતો
જડુ કાગની કોટે હીરો ગમાર એવી ન ધારશો
નથી છાશ ખાટી છેક એવી કે ઉકરડે ઢોળવી
કાકી સુણી રીસાઈ ગયાં મુને શકયાં ના બોળવી ૮
જેકોર માસી એક દીન આવ્યાં હતાં મારી કને
થઇ રોષથી રાતાં પીળાં ઠપકો અરે દેતાં મને
શું ભાયડા જાણે બીચારા કે ગ્રહે શું ચાલતું
જાણે રળી રઝળી કરીને કામ કરતાં ફાલતું ૯
નીજ છોકરાં પરણાવવાં તે છે સ્ત્રીઓનું કામ તો
ઘરનો ધણી ગુલામ છે ઘર કામમાં અધીકાર શો

થઇ આવડી મોટી છતાં ઘરમાં ચલણ તારૂં નથી
એવો ધણી છે માહુરે પણ નેત્રથી નચવું ઘડી ૧૦
કર્તા–એવી સુણી વાણી સગાંની રોજ લલીતા ત્રાસતી
પરિવારમાં પુત્રી હતી વીણા વિસામો આપતી
કલેકટર તણી ઓફીસમાં કરે કૃષ્ણલાલજ નોકરી
બી. એ. થઇ શરૂઆતમાં સ્વીકારી ત્રીસની નોકરી ૧૧
હલકા પગારે નાવડું નિભાવતાં એ દંપતિ
કરી કરકસર તેમાં વળી દેવું ભરે મહા કષ્ટથી
મુકયું પીતાએ વારસામાં રૂણ પાંચ હજારનું
છતાં દંપતિ હિંમત ધરી નિભાવતાં વહેવારનું ૧૨
ગુજરાતી ચોથી રે ભણી વીણા ગઈ અંગ્રેજીમાં
સ્વરૂપમાં છે સુંદરી સૌન્દર્ય ન કો બીજીમાં
બાળા હતી હજુ સોળ વરસે છે યુવાની પુટતી
હજુપ્રેમ સાગરની ધીમી રે સ્નેહ ઉર્મી સ્પુરતી ૧૩
ગોરાંગ સર્વાંગે વદન લાલી ગુલાબી છે ભરી
સદગુણ પણ એવા વસ્યાં સોને સુગંધી છે મળી
નિર્દોષ નજરે સ્નેહથી રસ હિણને આકર્ષતી
વધતી જતી ઉમર હતી ત્યમ ત્યમ વધી ખુબસુરતી ૧૪
લલીતા હતી વિદ્યા વિહિન સહવાસથી સુધરી હતી
અતિ પ્રેમ પતિ પર રાખતી પતિ આજ્ઞાને અનુસારતી
સુખી હતી સહુ વાતથી પણ દુઃખી દીકરીથી થતી
સુખી થઇ પરણ્યા સમી શોધ્યો ન વર જડતો નથી ૧૫

પુત્રી પ્રભુ તું લે ઉપાડી એમ હરદિન માંગતી
ઓશીઆળી અવની હું ફરૂં પુત્રી તણા પ્રતાપથી
ગુજરી ગયા પુત્રો અરે છે દુઃખ અંતર છે ઘણું
તેથી કુંવારી પુત્રી છે તે દુઃખ ગણુતી સો ઘણું ૧૬
સુધરેલ પીતાએ વીણાને કેળવી નિશાળથી
સુંદર ભરતને ચીત્રકામો શીખવ્યાંતાં ઙ્હારથી
કરી પાકશાસ્ત્ર પુર્ણ તે પુરી પ્રવીણતા દેઈને
કરતી મદદ ગ્રહુકાર્યમાં વીણા અરે તન દેઈને ૧૭
ત્રણ વર્ષ વીત્યાં એમ પણ વિવા ન વિણાનો થયો
સહીના શકયાં કાકીજી એ બીજાજ આખર તો ગયો
લાડકોર નામે કાકીજી ઘરડાં અને ગુણીયલ હતાં
લઘુ વય વિષે રાંડયા પછી તણાઈ ડાપણમાં જતાં ૧૮
નીજ નાતની પટેલાઇમાં કંઇ કાળ તો જાતો હતો
વધુ માંડું કંઈ જાણે કદી કુટવા ઉમળકો આવતો
અહીંની તહી તહીની અહિં રજનું કરી ગજ આવવું
વળતી લઢાવી ન્યાય કરવા ત્યાં વળી પોતે જવું ૧૯
એવાં અનેરાં નિત્ય કર્મોમાં વરસ વિત્યાં હતાં
મશાહુર ઘરડાં જાણીને સહુ કાકી કહી બોલાવતાં
મોશાળ પક્ષેરે સગાઈ કૃષ્ણલાલ તણી હતી
કાકી અને લલીતા તણી સગાઇ પણ થોડી હતી ૨૦
કાકીજી—એક દીન કાકીજી પધાર્યાં કૃષ્ણલાલ કને અરે
કંઇ પેરથી ઉપાડી વાતો શું ગળે અન્ન ઉતરે

વિત્યાં વરસ ઓગણીસ વિણા શું કુંવારી રાખશો
જોઇ ઠીક ઠેકાણું હવે અપવાદ જગનો ભાગશો   ૨૧

**કૃષ્ણલાલ**–કાકી હજુ વિચાર મારો કો જગે ગોઠયો નથી
હજુ ઓગણીસમું બેઠું હમણાં એ થકી મોટી અતિ

**કાકીજી**–કદી ના કુંવારી છોકરી આપણ ગ્રહે મોટી થઈ
માટે વિચારો ભાઈ આવું કાકીજી બોલ્યાં રહી.   ૨૨

**કર્તા**–માઝા તજીને કૃષ્ણલાલે કાકીને ખખડાવીયાં

**કૃષ્ણલાલ**–શું થયું એમાં અરે દશ વર્ષથી તમે રાંડીયાં
ઉંમર થઇ ચાળીસની તમ તાતે તે કેમ જીરવ્યું
વિણા સમો વરઘર મળે ત્યારે ધીમે પરણાવશું.   ૨૩
નહિ આંધળો થઇ લાકડે હું માંકડું જોડું કદી
પરગામ પણ પરણાવશું જો વર અહીં મળશે નહિ
મીથ્યા ઇજ્જતના કારણે દુહિતા દુઃખી હું નહિ કરૂં
માટે સિધાવો માફ કરીને શ્રાપ એ કાં શીર ધરૂં. ૨૪

**કાકીજી** ભવ બાળવાના ભાઇ મારા જો વિચારો હોયના
સમજુ લલીતાને ઘણું પણ કહેવડાવ્યું તોયના
હા હા ખરે ના છોકરીને કંઇ કુવે ઉતારવી.
શત્રુ થઇને છોકરીને શીદ ગરદન મારવી   ૨૫
વિનય વિવેકે પુર્ણ વિણાને વિવાહે જોડવી
જ્યારે મળે વર યોગ્ય ત્યારે પ્રેમથી પરણાવવી
પણ ભાઈ અંતર દાઝતું લાગે ન કડવું તો કહું
વિણા ભણે અંગ્રેજી તે તો થાય છે ખોટું બહું   ૨૬

ભ્રગુક્ષેત્રમાં ભાઇ અરે એવું હજુ પોસાય ના
પૂરી પારસણો સાથ શું વંઠી અરે એ જાય ના
કહ્યું ના કરે તે કોઇનું "ગોઢેમ" તે સહુને કહે
એથી મળે ના વર વળી એ ભય મને રોજે રહે. ૨૭

**કર્તા**–મીજાજ ખોયો કૃષ્ણુલાલે વાત કાકીની સુણી
**કૃષ્ણુ**–ડા'પણ તમારૂ દાટી દ્યો ચીંતા પડી શી પર તણી
પંચાત મુકો પારકી ઘરડાં થયાં ગતિ શું ગઇ
લાળા બુઝાવી પેટના માળા હવે બેસો લઇ. ૨૮

**કર્તા**–ના કાકીએ કોદી કંઇ આવું કહેલું સાંભળ્યું
ખોટું ખરેખર લાગીયું ધીરજ ધરી ધીમે કહ્યું
**કાકી**–કરજે અરે બાપુ ગમે તે પૂાવે તો પરણાવજે
નહિ તો કુંવારી રાખીને બીજી મીરાં બનાવજે ૨૯

**કર્તા**–ઉઠી ગયાં કાકી હવે કહેવા કદી ન આવતાં
થતી ચીંતા કૃષ્ણુલાલને વિવાહનું વિચારતા
જોઇ વળ્યો લાયક બધા જે જે મુરતીઆ તો હતા
બે ત્રણ હતા ખપના બીજા પીતરાઈ ગોત્રી તો થતા ૩૦

લાયક ઘરો જે જે લલીતાને બધાં દરશાવીઆં
વિણુા તણુા જન્માક્ષરો જ્યાં ત્યાં જઈને આપીઆ
હા, ના તણો ઉત્તર ન કોઈ દીલ ખોલી આપતા
પઇસા તણી પંચાત સઉને તેથી ગળીયાં ચાવતા ૩૧

લલીતાએ પઇઠણુનો કર્યો પંદરસોનો આંકડો
મોઢું ન માંડ્યું કોઇએ ના કોઇએ કર્યો [illegible]

માતા સમજતી સુતીઁઆની પુત્ર ચલણી નોટ છે.
પણ નોટ પર તો આંક હોયે આંક વિણના નોટ છે ૩૨
વધતી કીંમત વરશેં વળી સઇકોં તણાં હીસાબથી
કરતો પરીક્ષા પાસ કોઇ પાંચસો વધતા વળી
વળી માગુ સાધારણ ગ્રહે કરતાં અરે ઉતર મળી
કોઇ કહે ભણાવવો ભણુતો હજુ નાનો અરે. ૩૩
કોઇ કહે શું વહી જતું કોના કીકા ના પાડતા
વળી કોઇ કહે જન્માક્ષરો મળતા ન મુદલ આવતા
સુણી વાણી સહુની આવી રે લલીતા ત્રાસતી
મરજો અરે આ છોકરી પ્રભુ પાસ એ નીત માગતી ૩૪
વર ઘર તણી પંચાતમાં વીત્યા દીનો વિમાસતાં
ફાગણ ગયો ને ચઇત્રતો જાતો રહ્યો વિચારતાં
આવ્યો લગ્નગાળો વળી વિવાહ વાત ચલાવતા
દુહિતાપિતા વર તાતને ત્યાં નિત્ય આંટા મારતા ૩૫
શકિત ન કૃષ્ણલાલની પણ ઘર ગીરો મુકી કરી
વિણા તણા વિવાહે પંદરસો તણી હિંમત ધરી
તૈયાર થઇ વર શોધતો જ્યાં ત્યાં અરે ફરતો હતો
પણ નાથ વિણાનો પ્રભુએ જગતમાં નિરમ્યો નતો ૩૬
પત્તો ન લાગ્યો ન્યાતમાં જ્યાં ત્યાં ફરી થાકયો અરે
પઇસા તણી બલીહારી જગમાં જાણ્યું તે આજે ખરે
ફરશું વિવા વળી આવતે વરસે વળી શું થઇ ગયું
[illegible] કૃષ્ણલાલે [illegible] સમજાવી લલીતાને કહ્યું. ૩૭

× × × ×

આવ્યો શરદ પુનમ તણો મેળો અરે ડાકોરનો
સહકુટુંબ કૃષ્ણલાલતો ડાકોર યાત્રાએ ગયો
સાથે ગયાં કાકી બીજાં નાલકોર નામે જે વળી
ઉમ્મર વરસ હતી સાઠની પરિબ્રહ્મ ભજતાં ભાવથી ૩૮
જાત્રા કરી સહુ સાંજની ટ્રેને વળ્યાં પાછાં જવા
ઉતર્યાં બધાં આણંદમાં ગાડી બીજીમાં બેસવા
હતી ભીડ ભારે ટ્રેનમાં શોધી વળ્યાં જગ્યા બધે
એન્જીન આગળના ડબે જગ્યા જણાઇ મેંનતે ૩૯
નિહાળી કૃષ્ણલાલને ખોલ્યું ડબાના દ્વારને
ઉતારૂ બેઠા માંહિ તેણે દાખવ્યો ઉપકારને
નજરે નિહાળી કૃષ્ણલાલે ઓળખી લીધા બધા
નીજ નાત અમદાવાદના તે તો બધા ક્ષત્રી હતા ૪૦
હતા ચારમાં ત્રણની ઉમ્મર સોળ સત્તરની હતી
ચોથા તણી ચોવીસની મુર્તી મહા મોહક હતી
બેઠા વિવેકે તે બધા સામાજ કૃષ્ણલાલ છે
વીણા વળી બેઠી તહાં જોવા તહાં જ્યાં લાગ છે ૪૧
મીઠી નજર નિહાળતી વિણા યુવક ચારે વળી
તેમાં વળી સઉથી વડા પર સ્નેહ દ્રષ્ટી જઇ ઠરી
સઉન્દર્યને તેજે અહો ? ભભકી તે નર ચ્હેરો રહ્યો
આનંદ ને વિવેકની છાયા વિષે તે નર ઘડયો. ૪૨
કૃષ્ણ—પછી કૃષ્ણલાલે પુછીયું કયાં જાવ ને અભ્યાસ શો

**યુવક**–વળતી યુવક બોલ્યો ધીમે જઇએ છીએ મુંબઈ અમે
પ્રીવીઅસ વિષે ત્રણુ જાય છે આ હું અરે એમ. એ. થવા
અજ્ઞાત મુંબઇ આ હતા તેથી જતો હું મુકવા ૪૩
**કૃષ્ણુ**–કહો નામ શું છે આપનું કહો ભાઈ ઉમ્મર કેટલી ?
**યુવક**–મુજ નામ કુન્દનલાલ છે ઉંમર વરસ તેવીસની
વળી છે પરિક્ષા કયારની પાછ વળો કયારે તમે
છે સોમવારે પ્રીવીઅસ એમ. એ. તણી વીસ દિવસે ૪૪
**કર્તા**–કાકી હતાં સાથે વળી જે ટાપસી પુરતાં વધાં
**કાકી**–કહે ભાઇ તારી બેનને પરણાવી જે વઇશાખમાં
કહો કેટલા ભરવા પડયા બીજા ખરચીયા કેટલા
**કુન્દન**–કાકી પત્યુ પંદરસો બીજા ખરચમાં તેટલા ૪૫
**કાકી**–વળી નાત અમદાવાદનીએ આજ તો અવધી કરી
કહી દામ વીના કામ તો થાતું નથી ત્યાં તો જરી
તમ પાપના છાંટા અરે સુરત ભરૂચને લાગીઆ
વળી વર ખરીદી વિક્રયે ધંધા બધા પડી ભાગીઆ ૪૬
હજુ ભાઇ તું છે પરણુવાનો કેટલા ઓકાવશે
વળી આજ અમદાવાદનું ગરમાગરમ બજાર છે
સોદા બહુ તેજી તણુા વર વિક્રયે તો થાય છે
કાકી વદયાં તેના પ્રતાપે બાળહત્યા થાય છે ૪૭
**કુન્દન**–કાકી વદોના વાત એ નિશ્ચય કર્યો મેં તો ખરો
પૈસા નહિ લેવા દઉં સંકલ્પ મુજ એ આકરો
મુજ જાતને વેચે પિતા પરણું નહિ કો પેરથી

રોષે ભરાઈ કાઢશે તો જઇશ સુખે ઘેરથી ૪૮
કૃષ્ણ–વાતો વદી ના ના કરો ભાઇ બધું હું જાણતો
કરો વાત અહીં સ્વેચ્છાથકી પૈસાતણું નહી કામ તો
આવે વખત લેવા તણો ત્યાં દોષ કાઢો તાતનો
જુવો કાંતીલાલે શું કર્યું કહેતા હતા શું વાત તો ૪૯
કુન્દન–કહો આપ ફાવે તેમ પણ બોલ્યું અબોલ્યું ના કરૂં
દરકારના જીવની કરૂં આજ્ઞા ન એવી અનુસરૂ
ઘર બ્હાર કાઢી મુકશે લોકો કદી ધીક્કારશે
કરી છે પ્રતીજ્ઞા પાળવા જીવતાં લગી એ પાળશે ૫૦
અનીતી થતી અટકાવવા છે એજ રસ્તો એક તો
પૈસા લઇ પરણું નહિ રહેવું કુંવારા છેક તો
ગણુતો રૂઢી હું તોડતાં આ પાપ તાત અનાદરે
મુજ સમ ભણેલા લાગશે તો કોઇ બીજું ન આદરે ૫૧
લઉં છું પ્રતિજ્ઞા બીજી તે તો કૃષ્ણલાલજ સાંભળો
જ રાક્ષસી રૂઢી થકી વિક્રય કરી પરણે વરો
ના જાઉં વરઘોડે કદી ન્યાતો મરણની તે ગણી
બનતા સુધી અટકાવવા બીજા જતા જે તે ભણી ૫૨
કૃષ્ણ–આવ્યું ભરૂચ કહ્યું કૃષ્ણલાલે મીત્ર સહ પધારજો
કુન્દન–બનતા સુધી હું એકલો આવીશ એવું ધારજો
કર્તા–એડ્રેસ લખી એકમેકનાં આવ્યું ભરૂચ ઉતરી ગયા
હ્યો આવજો, હ્યો આવજો કહી સહુ છુટાં સ્નેહે પડ્યાં ૫૩

* * * *

ચુનારવાડા મધ્યમાં હતું ઘર કૃષ્ણલાલનું
ભભકા મહી ભારે નહી ને સેજ બેઠા ઘાટનું
વળી પાછલો વિભાગ સરીતા તર્ફનો ખુલ્લો હતો
વિણા તણા વિલાસનો પણ ઓરડો ત્યાંતો હતો ૫૪
એક દીન શોભા નીરખતી વિણા તહાં બેઠી હતી
ભરતી થતાં ભારે સરીતા તો ઉછાળા મારતી
સુખદા સમીર વા'તો છતાં વામા નિશાસા નાખતી
ના ચોટતું ચીત તેહનું ગ્લાની કંઇ અંતર હતી ૫૫
ડાકોર જઇ આવે હજુ દહાડા વિસેક તો છે થયા
નિહાળી મુરતી પ્રેમની વિચાર ત્યાંથી ઉદભવ્યા
વળી જોઈ કુન્દનલાલને કુન્દનમયી તેતો બની
તન એકલું પરતું અહીં મન સાથ કુન્દનલાલની ૫૬
વિચારમાં વિવશ બની જાણી વદી ત્યાં એકલી
વિણા–પ્રભુ આપુ તો પતિ આપજે એ અર્જ મારી સાંભળી
જડી છે જતનથી એજ મુરતી આ હૃદય તેનું ગણી
માની કુંવારા મેં અરે મનથી ગણ્યા મુગટ મણી ૫૭
શું મુખ, શી વાણી મધુરી, શી છટા અવયવતણી
આવી ખડા સામે થતા જ્યાં વાત થતી વિવાહની
કુન્દન તમે કુન્દન ખરા કુન્દન ઓનો શણગાર છે
સર્વાંગ કુન્દનને સજી વળી થઇશ હું એકતાર તે ૫૮
ક્યાંથી મળે ઓળખાણ સાથે ઓચીંતી થઇ
વળતાં વળી એ આવશે કીરતારની કૃપા હતી
માતા પીતા પરમાત્મ પરણાવા લાગું ના પાડશે

ત્યારે વળી શું ગામમાં મુજને બળે પરણાવશે ૫૯
ના ના અરે એવું કદાપી હુંજ થાવા નહિ દઊં
મનથી વરી એ નાથને બકવા કરે છે। ને સહુ
હું તેમની એ માહ્યરા દરકાર બીજાની નથી
ના કોઇ કાળે દેહુ આ બીજા તણી થાશે નહિ ૬૦
થાશે વિધી વસમો વળી હા ના કદી જાતે કરે
માતા પીતા તેથી અરે વિવાહુ બીજે જો કરે
કરૂ આત્મહત્યા હેતથી સ્વર્ગ જીવન મારૂં જશે
વળી નર્મદે, હે નર્મદે મુજ દેહુ તુજ અર્પણ થશે ૬૧

**કર્તા**—આવા અનેરા તર્ક વિતર્કો કરે વિણા જહાં
અવાજ એવે આવ્યો સુણ્યો ટપાલીનો તહાં
દોડી જઈ વિણા જુવે તો કાર્ડ એક પડયો હતો
પડતાં નજર જાણ્યું અરે એ પત્ર કુન્દનલાલનો ૬૨
વાંચી વિચારી જાણીયું છે વાયદો સોમવારનો
પીતા તણી પેટી પરે એ પત્ર મૂકી કયારનો
વાંચનગ્રહે જઈ તે પછી કંઈ કંઇ વિચારો ગુંથતી
પ્રભુની કૃપા મારા પરે મન માની આવે મુરતી ૬૩
માગુ પીતા કરશે નહી જો આપ મેળે હું કરૂં
દરકાર તજી દુનીયાં તણી આ દેહ એ ચરણે ધરૂં
વિદ્વાન વિવેકી વળી વિચાર સારા તેમના
સ્વીકારશે સલુણો મુને હૃદયે હરિ છે જેમના ૬૪

**કર્તા**—આવી ઉઠી જયાં બહાર ત્યાંતો એજ વાતો ચાલતી
વાતોજ કુન્દનલાલની માતા પીતા મુખે થતી

કહેતા હતા વળી એજ કે કુન્દન સ્વીકારે જો વિણા
પુછાવીએ પછી સંમતિ પત્રે પિતા તેના તણા ૬૫
વિણા તણા વાંચનગ્રહે ઉતારો કુન્દનલાલનો
જાણી વિણાએ વાત એ આવ્યો ઉમળકો વ્હાલનો
નીજ ઓરડો શણગારીઓ શોભા કરીને અવનવી
ટંગાવ્યાં ચીત્રો નીજ કરે ચીતર્યાં હતાં જે અનુભવી ૬૬
એક ચીત્રમાં માશુક બીચારી પ્રેમ આશક યાચતી.
વળી તે બીજામાં તે પતિનું પ્રેમ ચુંબન પામતી
રૂમાલ જે નીજ કર ભરેલો મેજ પર તે પાથર્યો
રેશમ તણા તંકીયા બધા ખુરશીપરે શણગારીયા ૬૭
સોમવાર આવ્યો વાયદાનો તેહ પ્રતઃકાળમાં
ગયા કૃષ્ણલાલજ તેડવાના સ્ટેશને વિચારમાં
રહી ઘેર વિણાએ વળી લીપીને છાપાં પાડીઆં
"પરોણા પધારોરે ભલે" સ્વાગત બધે ચોટાડીયાં ૬૮
લઇ કૃષ્ણલાલજ એટલામાં આવીયા ત્યાં તો અરે
છે સાથ કુન્દનલાલ તે પાછળ ધીમા પગલે પળે
લલીતા ખબર પુછે વળી વીણા નજર નાખી, રહી
ફરક્યું અનેરૂ સ્મીત જ્યાં નજરો નજર બેઉ મળી ૬૯
વિણા તણા વાંચનગ્રહે છે તેમને પધરાવીઆ
સ્વર્ગીય શોભા ત્યાં નિહાળી કંઇ વિચારો આવીયા
ચીત્રો ભરત કામે વળી કંઇ રંગ પુરતી આકૃતી
સરીતા રમે સાગર સહે દેખાય એ કુદરત કૃતી ૭૦
એ દૃષ્ય કુન્દનલાલનું નિહાળી મન વીહ્વળ થયું.

ભુલી જઇ તન ભાન જોયું અહ વિણામય થઇ ગયું
ત્યાં શબ્દો કુન્દનલાલના મુખે અચાનક નીકળ્યા
બાળા અરે આ પામશે જે ભાગ્યશાળી છે ખરા ૭૧
આવી અરે આ એટલામાં સ્નાન ભોજન તો વળી
જાવાનું કૃષ્ણુલાલને કચેરીએ તેથી કરી
રંગીત આસન ગોઠવી વિણા અરે ત્યાંતો ગઇ
ભોજન જમાડયાં ભાવતાં છે વાનીઓ વિધવિધ કંઇ ૭૨
સ્થીતીજ કૃષ્ણુલાલની સાધારણે હતી ચાલતી
પીતા તણા કરજે વળી ટુંકા પગારે તે હતી
પરોણાગતે પણ પાછી પાની ના થતી ભરૂચે કદી
જાહોજલાલી ન પુર્વની કહેવત હજુ છે ચાલતી ૭૩
લક્ષ્મી ભલે જાએ કદી ના તેહની પરવા કરે
અસલી ન તજતું ખાનદાની રે ભલા ભરૂચરે
હતો કૃષ્ણુલાલજ ખાનદાની હાલ નીરૂપાઈ છે.
પઈસે ટકે ખાલી છતાં ભાગ્યું ભલે પણ ભરૂચ છે ૭૪
કૃષ્ણુલાલ કચેરીએ ગયા કુન્દન ગયા અવાસમાં
આરામ લેતાં ચેરમાં ઉજાગરે ઉંઘી ગયા
નિદ્રા મહિ સ્વપ્નો કંઇ આવી અને ઉડી જતાં
ફરકયું મુખે જો સ્મીત સ્વપ્ને છે વિણાને નીરખતાં ૭૫
પૂરવે અરે આણુંદના સ્ટેશન વિષે જોઇ વિણા
આજે સવારે સ્મીત સહ સત્કાર કરતી જે વિણા
જમતી વખત પીરસી જતી શરમાળ શાણી તે વિણા
આનંદ દેવી ઉંઘમાં પણ આ ઘડી ખડી એ ત્વણા ૭૬

ખડખડાટ થાતાં એટલામાં આંખ તો ઉઘડી ગઈ
નજરે પડી કંઈ શોધતી વિણા કબાટે તો કંઇ
લલીતા અરે નીજ બેનને જોવા ગઇ છે જ્યાં સુધી
વિણા મનોરથ પુર્ણ કરવા આવી અંદર ત્યાં સુધી ૭૭
નીંદ્રીત કુન્દનલાલને જગાડવા જુકિત કરી
કબાટમાં કંઇ શોધતાં અવાજ તો કીધો જરી
ઝુબકી કુન્દનલાલ તો જાગી પૂરી જોયું જરી
સાક્ષાત વિણા ભાળતાં નજરો નજર ત્યાં તો મળી ૭૮
નિચુ નિહાળી રહી વિણા પાછું વળી જોયું ફરી
બીજ પ્રેમનાં રોપ્યાં અરે નેત્રો પરસ્પર ત્યાં મળી
શાંન્તિ તણો કરી ભંગ કુન્દનલાલ તો બોલ્યા અરે
**કુન્દન**—બાળા કરો શું એકલાં એકાંતમાં આવી ખરે ૭૯
**વીણા**—વીણા વદી ભરવા તણું લેવા અહિં આવી હતી
પહોંચી ખલેલ જે ઉંઘમાં તે માફી માગુ આપની
**કુન્દન**—કાંઈ નહી તેમાં, ભરો શું તે મને જોવા દીઓ
સુંદર ભરત છે તમ તણું સુવર્ણ ચંદ્રક મેળવો ૮૦
**વીણા**—મુંબાઇ પ્રદર્શનમાં મને સુવર્ણ ચંદ્રક છે મળ્યો
**કુન્દન**—ભરી આપશો રૂમાલ મુજ સુવર્ણ લાયક છો તમો
**વીણા**—હા. લ્યો સ્વીકારો ભેટ આ લાયક સુવર્ણે હું બની
**કર્તા**—કહેતી ધીરે ધ્રુજતી વિણા તેતો ગઈ ખુરશી ભણી ૮૧
પ્રીય વાંચકો આરામ લ્યો આજે કથા આ સ્ટોપ છે
કરશું અધુરી પુરી બીજા ભાગમાં નવી નોક જે
અધુરી કથા રસ પુર્ણ જે તેથી ન કોઇ શોચશો
કહે દાસ જોઇતારામ બીજા ભાગમાં તે વાંચશો ૮૨

# વરઘેલી વિણા-
યાને
# -પ્રેમી કે પાગલ

ભાગ ૨ જો

**વીણા**–હા, લ્યો સ્વીકારો ભેટ આ કહેતી ગઈ ખુરશી કને
**કર્તા**–ચંચળ બનેલા ચીત્તથી કંઈ ઘાટ ઘડતી છે મને
કંપી ગયું સર્વાંગને બોલી શકી તે તો નહી
ખુરશી ગ્રહી કુન્દન તણી અવાક તે ઉભી રહી ૮૩
**વીણા**–મન સાથ કહેવા લાગી કે સુવર્ણ લાયક હું હવે
સુવર્ણને કુન્દન મહી ના ભેદ કો કવીઓ કથે
કુન્દન મળ્યું જો આપ મેળે તો વિણા શું છોડશે
સંશય ખરેખર એ ખરો કુન્દન વીણા દીપાવશે ૮૪
શું કરૂં ને શું કહું અંતર થતી ગડભાજતે
કરૂં કેવી રીતે માગણી આવે અતીશે લાજતે
**કર્તા**–વીણા તણી ઉંમર વિષે આવી ઘડી પહેલી હતી
કરતાં એ સોદા પ્રેમના વીણા હજુ શીખી ન'તી ૮૫
તેથી બીચારી તે વિણા વિચાર વમળે છે પડી

ઉત્તર મુખે દેવાય ના ગભરાઇ પડી તે બાપડી
દેતી જવાબો કંઇ કંઇ પણ સ્પષ્ટ તે નવ આવતા
ચાળે ચઢેલી ચીત્તના વિચાર પળે પલટાઇ જતા ૮૬
નયને નિહાળ્યા સ્નેહથી નિજ નાથ કુન્દનલાલને
ઉર્મિ અનેરી કંઇ સ્ફૂરી નીરખી રહી ધરી વ્હાલને
ખણુતી ભૂમી બાળા ખડી કંઇ નાથ પાસે યાચતી
પ્રસ્વેદથી વસ્ત્રો ભીંજ્યાં ધારા વહનથી ચાલતી ૮૭
થરથર ગયાં કંપી ચરણુ મુખથી જરા બોલાય ના
થઇ ચિત્રવત કાયા વિણા નયનો ઢળ્યાં પૃથ્વી સમાં
વિવસ બનેલી જોઇ વિણાને વધ્યા કુન્દન તહાં

કુન્દન—ગભરાવ છો શાને સલુણી આજ આનંદ છે જહાં ૮૮

વિણા—ના ના કંઇ મુજને થયું ના ના કંઇ દુખી થઇ
પણ ભેટનો મુજ ભેટનો કહી એટલું અટકી ગઇ

કુન્દન—અટકો નહી બાળા તમે તો બે ફીકર બોલો અહિં
ખોલી હૃદય ખાલી કરો મનથી કરો મુજવણુ નહિ ૮૯

વિણા—ના, ના નથી મુજવણુ મને પણ સ્હેજ એવું થાય છે
મુજ ભેટનો બદલો વળી કહી એમ અટકી જાય છે

કુન્દન—શું માગશો બદલા તરીકે તે મને કહેશો કંઇ

વિણા—ના કહું પ્રથમથી જો વળી બધાઓ મુજને વેણુ દઇ ૯૦

કુન્દન—શી માગણી છે અટપટી બાંધો પ્રથમથી છો મને
હરકત પડે નહિ તો સ્વીકારૂં દઇશ જે મારી કને

વિણા—કહી ના શકું હું તે બધું હરકત કહી આવી પડે

સુખો તજી દુઃખો મળે સહેજે બધાં સહેવાં પડે ૯૧
કષ્ટો સહન કરવા છતાં સ્વીકારવા તઈયાર હો
હું તેજ માગું આપજો એ આપવા તઇયાર હો

**કુન્દન**–માગો ભલે મારી કને લ્યો લ્યો વચન આપું અરે
તમ માગણી સ્વીકારશું છો શીર સાટે તે ખરે ૯૨

**વિણા**–શાણા સલુણા સાંભળો કરૂં વાત પહેલી સાટવી
કદી ના પળાયે જો વચન તો વાત અહીંએ દાટવી
જાણે નહિ મારા તમારા વિણુ કોઇ વાતને
જો જાણશે ત્રીજું કદી થાશે જરૂર મુજ ઘાતને ૯૩

**કુન્દન**–સલુણી તજો ફીકર અરે તેની અહી એકાંત છે
મેળાપ સમજી આપનો થયો જો પવન ઘડી શાંત છે
સુસવાટ સરીતાના ધીમા પંખી જુવો પણ શાંત છે
બોલો સુખે હું તમ તણી વચેજ કમળા કાન્ત છે ૯૪

**વિણા**–ત્યારે સલુણા સાંભળો સુવર્ણ લાયક હું બની
એવું તમે પોતે કહ્યું છે પૌત્ર મુજને જો ગણી
વળી છે નહિ કુન્દન સુવર્ણે ભેદ તો અણું માત્રનો
કુન્દન તણી લાયક ગણી વિચાર કરીને પાત્રનો ૯૫
વ્હાલા ગયા બંધાઇ બોલ્યા માંહી આપે આપજો
કુન્દન તમે મારા થયા તેથી હવે શીરત્તાજજો
વિણા બની એ આપની દાસી ભવો ભવ માગણી
જો માગણી મંજુર ના તો હું મરૂં અભાગણી ૯૬

રાખો સદ્ગુણા જેમ સ્વીથી છે પ્રભા નહિ વેગળી
વળી ચંદ્રથી નથી દૂર ચંદ્રીકા અરે એવી ગણી
કીકી જુદી નહી નેત્રથી છાયા નહી કાયા થકી
છે એમ કુન્દનથી વિણા જુદી થવાની ના વકી ૯૭

**કુન્દન**–શાબાશ, વ્હાલી માગણી પર સો વખત આમીન છે
નડશે ફકત ત્યાં એટલું તમ દેહ પર. આધીન છે
માતા પીતા તમ જાણશે આ વાત કેવી ધારશે
મઢવા વિણા કુન્દન વિષે આ દેહ તો તઇયાર છે ૯૮

**વિણા**–એ માનશે, એ માનશે એ તો બધું સ્વીકારશે
તમ સમ જમાઇ મેળવી નીજ ભાગ્યશાળી માનશે
સમભાર નાણાં આપતાં મળત્રા વરો મુશ્કેલ છે
તેવા વિકટ વખતે મળી તમ સમ જમાઇ સ્હેલ છે ૯૯
પુર્વે મળ્યા આણંદમાં ગાડી વિશે પહેલા તમો
મેં ત્યારથી વ્હાલા ગણ્યા આ દેહના માલીક તમો
મુજ માતને વળી તાત તો વિચાર એવો આદરે
માગુ તમો સ્વીકારશો તો લગ્ન મુજ તમથી કરે ૧૦૦

**કુન્દન**–આવું વદી બાળા તમે મુને ઉડાવો ના હવે
તમ કર કદી તે પામશે સુકૃત કર્યાં જે પરભવે

**વિણા**–મુજ કરતણા માલીક જગમાં તમ વિના સરજ્યો નથી

**કુન્દન**–જો હોય સાચુ વેણ તો હું ભાગ્યશાળી છું અતિ ૧૦૧

**વિણા**–પીતાજી મારા માનશે ખાત્રી ખરી એવી મને
સ્વીકારશો જો આપ તો મુજ લગ્ન બીજે ના બને

માતા પીતા તમ માનશે સંશય મુને એ છે ખરો
શ્રી ઈશ સાનુકુળ થાય તો આ સ્નેહ ટકશે આપણો ૧૦૨
**કુન્દન**—વ્હાલી વિણા આ સાંભળો નિર્માલ્ય ભારત છે થયો
આર્યો તણા સંસારમાં ક્યાંથી સડો પેદા થયો
કજીઆ અને કંકાશના મુળો અરે શાથી ફૂટયાં
ધનવાન ધરતી આપણી ધન ધાન્ય તે શાથી ખુટયાં ૧૦૩
માનવ તણી જીંદગી મહી ના લગ્ન સમ કો કર્મ છે
વ્યવહારમાં વસતા સહુને એજ એકજ ધર્મ છે
ભવ પુર્ણ રીતે પાર કરવા લગ્ન કારણ ભુત છે
અધીકાર ક્રરવા સ્વર્ગ નરકે લગ્ન કારણ ભુત છે ૧૦૪
એવા અનેરા લગ્ન કરમે ચક્ષુ આર્યોએ મીચ્યાં
દરકાર વિણ લગ્નો કરીને દુઃખવારી છે સીચ્યાં
લગ્નો વિશે કુરીતીઓ દાખલ થતી આવી અતી
પરીણામની દરકાર તો કોઇ હવે કરતું નથી ૧૦૫
ખટ માસનાં શીશુ તણાં લગ્નો કરી મનમાનતાં
એ દંપતી વ્યવહાર કેવો ચાલશે મોટાં થતાં
કન્યા તણો વિક્રય કરી સમભાર નાણાં કંઇ હરે
વળી કો કરે પાપી પીતાઓ વર તણો વિક્રય અરે ૧૦૬
માતા પીતા કો નાતમાં માગુ કરી પરણાવતા
વળી કો નાતમાં માગાં અરે કુળગોર કરીને આવતા
માતાપીતા કુળગોર સહુ નીજ સ્વાર્થમાં ફરતા ફરે
દરકારના નીજ પુત્ર પુત્રીના સુખોની કો કરે ૧૦૭

ઇચ્છીત વર જો કો વરે ગુનો ભયંકર એ ગણ્યો
તેથી અરે આર્યો તણો સંસાર દુઃખમય છે બન્યો
માટે સલુણી સાંભળો એ રૂઢીનો નહી દાસ હું
મુજ લગ્નમાં માતા પીતાની દઉં ન આજ્ઞા ખાસ હું ૧૦૮
મુજ માતાપીતાની મતી કાળી થઈ મારા વિશે
મુજ લગ્નમાં ઓકાવવા પઇસા પુરાની તે દીસે
ખરચ્યાજ પંદરસો અરે હાથે કરીને બેનના
તે વ્યાજ સાથે વાળવાના છે વિચારો તેમના ૧૦૯
મુજ જાતના ઉપજે વધુ તેથી મને ભણાવીઓ
માગાં ઘણાં હા, ના કરી મોટે મને થાવા દીધો
એવું કહે માતા પીતા સ્વાર્થી થઇ મુજને અરે
જોયું વલણ એ જાતનું તેથી જીગર મારૂં બળે ૧૧૦
ખરી ખાત્રી એવી છે મને માતાપીતા સ્વર્થાંધ થઈ
તે કોયલે કુન્દન મઢે કુંભાર વાડે તો જઇ
જર લોભી થઇ આ જીંદગી માતાપીતા મારી અરે
બરબાદ કરી રાજી થતાં અંગાર સંસારે ધરે ૧૧૧
તે વાતમાં માતાપીતાની તેથી હું વિરૂદ્ધ છું
મુંજ લગ્નમાં મારી ફરજના કોઇનો હું બંધ છું
ખોટું ખરૂં હું જે કરૂ હું ભોગવું તે તો સહી
નહી આવશે માતાપીતા દરકાર તેની છે નહી ૧૧૨
માટે મધુરી માગણી તમ સ્નેહથી સ્વીકારૂ છું
ફરી પંડથી તે આ પ્રતીજ્ઞા માણ પડે પણ પાળું હું

બીજી બધી ભગની સમી વિણા વર્યો હું આપને
તમથી અવર જો હું વરૂં તો બ્રહ્મહત્યા પાપ છે ૧૧૩

**વિણા**–તો દેહ આ સોંપી તમોને તમથકી આધીન છું
મારા તમે છો આતમા તમ આત્મમાંહિ લીન છું
ખોળે તમારે શીર આ ઝુકયુ નહી ઉંચુ થશે
થાએ જતન કે તે પડે જુદું તથાપી ન છુટશે ૧૧૪

**કર્તા**–વદી આટલું વંદન કરી વિણાએ કુન્દનલાલને
કર સાથ આપી કર વળી સ્નેહે જગાવ્યું વ્હાલને
કર સ્પર્શતાં ભાવો ઉંડા તે છે અનેરા ઉદ્દભવ્યા
પરસ્વેદ બીંદુ બાઝીઆં વદતા અવર અટકી ગયાં ૧૧૫
નીચી નજર કરીને ઉભી વીણા અરે લજ્જાભરી
કુન્દન ગયા સમજી બધુ પુછયું અરે યુકિત કરી

**કુન્દન**–કંપી રહ્યું તન આ તમારૂ તે વીણા કહો શું થયું
પરસ્વેદ બીંદુ જો વછુટયાં તે વિણા કહો શું થયું ૧૧૬
ફરકી રહ્યો ફરફર પવન શીતળ અહો નર્મદાતણો
મુજવણ મટે ના તેથી તો પરિધાન આ પુષ્પો કરો
તેથી બીજો ઉપચાર છે ગુલાબ જળનો તે કરો
આપુ દવા જવર જો ચઢયો હોયે અરે એ કારમો ૧૧૭

**વિણા**–શીતળ પવનનો સુસવાટો તીર સમ ભોંકાય છે
પાવકસમાં પુષ્પો પ્રજાળે દેહ આ સેકાય છે
ગુલાબજળથી જેમ ઘી અગ્નીમહી હોમાય છે
આપો દવા જવર છે ચઢયો કંઈ કંઇ ચીતે થઈ જાય છે ૧૧૮

**કુન્દન**—હા, હા, દવા આપુ હવે એ રોગ મેં તો છે કળ્યો
નાડી પરીક્ષા મેં કરી ઉપાય મુજને છે મળ્યો
ચઢયો કામજ્વર છે આપને પળમાં હરૂ હું પ્રેમથા
ગભરાવ ના વિણુા અરે આઘાં જરા આવો અહીં ૧૧૯
**કર્તા**—કહી એમને કર ખેંચીઓ ધીમે રહી નીજની ભણી
મદમત્ત ગતિ છે થઇ અતી ઘડી એકમાં વિણુા તણી
કર પૃષ્ટ વિણુાનાં ચુમ્યા કુન્દન અરે ત્રણવાર તો
ભરી બાથને ગાલે ઘણાં ચુંબન કર્યાં કંઇ પ્યારનાં ૧૨૦
હા, ઇંદ્રના આવાશમાં હોયે નહી આનંદ આ
રતિકામના આ લય વિષે જામ્યો હશે નહી રંગ આ
લ્હાવો આવો શું લીધો વૃજ કૃષ્ણરાધાએ રમી
તે આજ વિણુા કુન્દને લ્હાવો લીધો રંગે રમી ૧૨૧
રે હાય ? પણ આનંદ ઘટીકા એ ઘણી લાંબી ન'તી
અતિદ્વેષથી વિધીએ લખી વિયોગ દુઃખ લીટી હતી
ત્યાં એટલામાં બારણું નીચે થકી કો ઠોકીયું,
ચમકી વિણુા જાગ્રત થઇ સ્વપ્નુ ઉડી જાણે ગયું ૧૨૨
ચુંબક થકી લોહું પડે જુદુ અરે મહા મહેનતે
વેલી વછુટે વૃક્ષથી મહા મહેનતે એવી રીતે
એવી રીતે વછુટી વિણુા કુન્દન તણુા કંઠે થકી
ફાનસનું લઇ નીજ હાથમાં નીચે ગઈ મહા કષ્ટથી ૧૨૩
નીચે જઇ જોયું અરે તો કૃષ્ણુલાલજ આવીઆ
મહેમાનની મહેમાની કરવા આજ વહેલા આવીયા

પરભાર્યો કુન્દનલાલની ગયા પાસ કૃષ્ણલાલ. તો
નયનાં મળ્યાં હૃદયો મળ્યાં આવ્યો ઉમળકો વ્હાલનો ૧૨૪

કૃષ્ણ–જુઓ આજ કુન્દનલાલ આ સરીતાતણો દેખાવ શો
આલ્હાદ આપો અવનવો જોઈ તમે સુખીઆ થશો

કુન્દન–ખરેખર તમારૂં ઘર ખરૂ રમણીય શોભા પુર છે
શોભા ભરી સ્વર્ગીય સઘળી સ્વર્ગ ના પણ દુર છે ૧૨૫
ચીત્રો જુવો આ અવનવાં શાં ગોઠવ્યાં યુકિત કરી
આ ભર્તની નાજુક ચીજો મન હર્ણું મારૂ રહી કરી
દેખાય છે વળી અહીં થકી સુંદર નદી દેખાવ તો
તેથી બન્યો આ ઓરડો છે ઇંદ્રભુવન સાવ તો ૧૨૬

કૃષ્ણ–આતો વિણાનું વાંચનાલય છે તમે જાણ્યું હશે
શણગાર વિણાએ સજાવ્યો આપ આવ્યા નીમશે
આ ચીત્ર પણ હાથે વિણાએ સ્હેજ તે ચીતર્યાં હતાં
આ ભર્તનાં કામો બધાં નીજ કર થકી ભરીઆં હતાં ૧૨૭

કર્તા–કરી કેટલાં વિણા વખાણે કૃષ્ણલાલે પુછીયું

કૃષ્ણ–તમ લગ્ન કુન્દનલાલ આ વર્ષે થશે કે છે થયું

કુન્દન–મુજ લગ્ન હજુના છે થયું કરવા હજુ વિચાર છે
લાયક મળે કન્યા કદી તો ના જરીએ વાર છે ૧૨૮

કૃષ્ણ–કોઇ આપણી જ્ઞાતિ વિષે કન્યા નહિ લાયક જુવે
જર લોભથી પુત્રોતણી ઉમ્મર બધી એળે ખુવે
એ રીતે પણ માતપીતા તમ જોઇ જાણી આદરે
ત્યાં ચાલતુ ના કોઇનું લાયક મળે પણ શું કરે ૧૨૯

કુન્દન—ના ધારશો, ના ધારશો, એવું કદી ના ધારશો
મુજ ભાવીનો પ્રોગ્રામ હું પોતે ઘડીશ એ માનજો
મુજ માટ કન્યા ખોળવાનું મેં અરે માથે લીધુ
એમાં નહી માતાપીતાનું ચાલશે કાંઇ કીધુ . ૧૩૦
કૃષ્ણુ—કન્યા તમો લાયક હજુ કયાંયે મળી છે કે નહી
કુન્દન—હા, હા, બધું ખોળી વળ્યો પણ ભાળ મળી મુને અહીં
જો હોય તમ પુરી મદદ તો કામ મારૂં તે બને
તમ વિણુ કોઇ ઓળખે નારે અરે અહીંઆં મને ૧૩૧
કૃષ્ણુ—ઘણી છે ખુશીની વાત એ તમને મદદ મારી મળે
હું ભાગ્યશાળી તો ખરો આ દેહ સેવા કંઇ કરે
તમ હિતમાં આ દેહ પણ હું આપવા તઈયાર છું
જે માગશો તે આપવા બનતી મદદ તઇયાર છું ૧૩૨
કુન્દન—હિમ્મત ધરી કુન્દન તહાં પણ પણ કહી અટકી ગયા
કર્તા—લજ્જા છવાઇ રે વદન ભયભીત ચ્હેરે તે થયા
કૃષ્ણુ—કહી દો, કહી દો એમ અધીરા કૃષ્ણુલાલ થયા કહી
અચકાઓ ના કુન્દન તમે ખોટુ મને લાગે નહી ૧૩૩
કુન્દન—તો સાંભળો મમ વિનતી અંતર તમે ધારી જરી
જણાય છે જોતાં અરે તમ પુત્રી મુજ લાયક ખરી
સંસારમાંહી શોભશે અમ જોડ ખોડ વિના જરી
સુખે સુખી દુખે દુખી થઇને ભજશું શ્રી હરી. ૧૩૪
કૃષ્ણુ—અહો એજ કુન્દનલાલ એ ખુશી થવાની વાત છે
છે સંભવી મારી પુરી વળી શ્રેષ્ટ તમ તણી જાત છે

માતા પીતા તમ માનશે એ પુછીયું છે કે નહી
મુજ શકિતના પ્રમાણમાં પહેરામણી મળશે અહીં ૧૩૫
**કુન્દન**–ના, ના પડી પહેરામણીની રે મને પરવા જરી
દરકાર ના પઇસા તણી પામુ અનુકુળ સહચરી
તૈયાર હો જો આપવા વિણા તમો મુજને અરે
ના, ના પીતાને પુછવું સંકલ્પ એવો છે ખરે ૧૩૬
સંસાર મારે માંડવો તેથી બધુ જોવું બીજુ
અવિચાર કે અજ્ઞાન નહી નાનો નહિ હું તો હજુ
મુજ જન્મ સહચરી ખોળવી તે તો ફરજ મારી સહી
મુજ નાવડુ અધવચ ડુબે ત્યાં આવશે કોઈ નહી ૧૩૭
માતાપીતા નીજ સ્વાર્થમાં થઇ આંધળાં ડુબી મરે
દરકાર ના મારી કરી ઓડુ અડાવી દે અરે
જ્યાં જ્યાં ભુલો એવી થઈ ત્યાં સાર ભયંકર આવીઓ
એ કારણે અધિકાર તો હાથે કરી ધુમાવીઓ ૧૩૮
**કૃષ્ણ**–ગાંડાં અને ઘેલાં ભલે પણ જન્મદાતા તે હતાં
માતાપીતાની આજ્ઞા લેવી પડે તોયે છતાં
પુછી અરે પેરે જુઓ સઉ સારાં વાનાં થઇ જશે
ઉધ્ધતાઇ એવી જો કરો કુપુત્રમાં ગણતી થશે. ૧૩૯
આર્યો તણા પરીચાલમાં માતાપીતા નીજ બાળનાં
વિદ્યા અને વિવાહનાં કર્મો કરે વ્યવહારનાં
મોટા કરી ભણાવીઆ તો આમ અવળા ચાલીઆ
અપવાદ એ દુનીયા તણા તેથી પુછો જઇ વાત આ ૧૪૦

કુન્દન—તેની ફીકર ના રાખશો અહીંથી જઇ પુછી લઉં
માન્યું કહ્યું છે આજ સુધી જે અરે મેં તો કહ્યું
શું આજ આડે આવશે એ સો-વસા બનશે નહિ
ગણે અરે તુટયા સુધી તે છેક એવાં છે નહિ ૧૪૧

ચીંતા તજો એવી બધી હું બોલથી બંધાઉં છું
એ સંમતી પણ મેળવું બંધન તુમારો થાઉં છું
બંધાઓ એવી રીતથી વળી આપ આજે આ ઘડી
કદી કાઢશે ઘરથી મને રમશું બધી દુનીયા પડી ૧૪૨

કૃષ્ણ—જો હોય હિંમ્મત આપની તો તો વળી શું પુછવું
ઉચાટ અંતરના તજી મારે રહ્યું ખુશી થવું
વળી લોભ મારે તો રહ્યો તેથીજ હા હું તો ગયો
તૈયાર હો જો આપ મેળે ના કદી હું ના કહું ૧૪૩

ઘર આંગણે ગંગા પધારે પણ પ્રેમોદે ઘોરતા
તીલક કરે લક્ષ્મી કદી કપાળ ધોવા કંઈ જતા
એવો ન હું છું મુરખો મુજ દાવ આવ્યો ના ચુકુ
તમ સમ જમાઈ જો મળ્યા ઘેર આંગણે તો શું મુકુ ૧૪૪

આજે ઘડી આનંદની છે મારા મનથી હું ગણું
સસરો જમાઈ આપણે હું આજથી એવું ગણું
બારી ધીરજ બેસી રહ્યા તેનો મળ્યો બદલો મને
પુરી પ્રભુની છે કૃપા માગ્યા વિના વર કયાં મળે ૧૪૫

**કર્તા**–અણુચીંતવ્યું દુઃખ જો ટળ્યું સૌનું અરે તેથી થયો
આનંદ છાયા દીસતી કંઈ ક્લેશ દુર સઉનો થયો
ચીંતા તણી જ્વાળા લલીતાની હવે ઠંડી થઇ
વળી એમ કૃષ્ણુલાલની નીંદ્રા થતી બંધજ થઇ ૧૪૬

વિણા તણા ઝીણા વિચારો આજ વૃદ્ધિ પામીયા
ઇચ્છીત વરને મેળવ્યો હર્ષાશ્રુ નયને આવીઆં
કુન્દન તણા કંઇ કાળજામાં આજ ઠંડક છે વળી
વિણા સમી વધુને જીવન દીધું રસથી ભરી ૧૪૭

હા, આજ કુન્દનલાલની સ્થીતી ઘણી ગંભીર છે
આશા નિરાશાના ઘણા વિચાર કરતો વીર છે
કયારે જઇ ઘર આગળે માતા પીતા પુછી લઉં
નક્કી કર્યું વિચાર કરીને આજ સાંજે હું જઉં ૧૪૮

**કુન્દન**–કૃષ્ણુલાલની માગી રજા કુન્દન કહે સાંજે હું જઉં
હું આજ અમદાવાદ જઇને પત્ર પુછી પાઠવું
હા, ના કહે મારા પીતા તો આંહી પાછા આવવું
નિશ્ચય કર્યો તે નહિ પૂરે બોલ્યું વચન તો પાળવું ૧૪૯

**કર્તા**–થઇ સાંજ કે કુન્દન અરે જાવા થયો તૈયાર ત્યાં
લલીતા વિણા સ્ટેશન સુધી સહુ સાથ મુકવાને ગયાં
તૈયાર ગાડી ત્યાં હતી કુન્દન જઇ બેઠા તહાં
નયનો મળ્યો કુન્દન વિણાનાં પ્રેમઘેલાં ત્યાં જહાં ૧૫૦

દ્રષ્ટિ હજુ મળતી હુતી અંતર અધીકુ છે છતાં
આઘાત અંતરમાં થયો ગાડી જહાં ઉપડી જતાં
વિવશ બની વિણા ત્યાંથી બે બાવળી પાછી વળી
આવી રડી નીજ ઓરડે બાળા વિયોગે છે બળી ૧૫૧

કુન્દન અરે, કુન્દન અરે, કહેતી વિણા ધરણી ઢળી
કંઈ કાળ એમજ વિતીઓ શુદ્ધી ઘણી વારે મળી
ઉઠી લઇ બેઠી વિણા વગાડતી મન્ વાળવા
ગાતી વિરહ સંગીત તે નિંદ્રીત લાગી છે થવા ૧૫૨

વિણા તણા વાજીંત્રમાં વિણા થઇ ગુલતાનરે
આવી તહીં નિંદ્રામહી નીજ નાથનું દર્શન કરે
એક હાથમાં વિણા હુતી તકી અઢેલી તે સુતી
આક્રુંદ કરતી તે ઉંઘીને સ્વપ્ન આવ્યું ત્યાં સુધી ૧૫૩

કુન્દન ગયા જાણી અરે પરિહાસ કરવા ત્યાં મળી
વેષ્ટીત થઇ સખી વૃંદથી વિણા રહી નીજ નીરખી
માઝા તજી સઉ એ વિણાને સ્નેહથી બનાવતી
દાઝયા ઉપર દઇ ડામને બળતા ઉપર ઘી હોમતી ૧૫૪

ઘડીએ ઘડી કુન્દન તણી ઘટમાળ ઘટમાં રહી ફરી
એ પ્રેમના આકર્ષણે આશાન્તણી ઉર્મી સ્ફૂરી
સુંદર સરીતામાં તણાતી આવતી હોડી દીઠી
લંગર થયું તીરે અહીથી આવતી વ્યકિત દીઠી ૧૫૫

પગલાં ધીમાં ભરતી અરે એ મુર્તિ આવી પાસ જ્યાં
તે ઓળખ્યા એ નાથ છે કુન્દન ખરેખર ખાસ ત્યાં
ચેતાવી છે સખીઓ બધી તેથીજ તે સંતાઈ ગઇ
તે નાથનું કરવા ભલું સ્વાગત વિણા સામી ગઇ ૧૫૬

વંદન કરી અતિ સ્નેહથી કર ઝાલી લાવી તાણીને
પલંગ પર પધરાવીને કર જોડી સામી ઉભી તે
કહો નાથ કયાંથી આવીઆ પાછા પૂરી શી રીતથી
ત્યારે વધ્યા, પ્યારી બધુએ જાણજે તુજ પ્રીતથી ૧૫૭

કુન્દન તણા નયને વિષે ભરીઓ મદન ભરપુર છે
છે દાવ આ એકાંતનો અહિંતી સહુ કે દુર છે
ઉઠી જહાં વિણા ઉભી તેને ભરી જઇ બાથને
નાખી પલંગે તે પછી સુતો લઇને સાથ તે ૧૫૮

સંતાઇ જે સખીઓ રહી ખડખડ હસી તે જોઇને
શરમાઇ કુન્દન સંચર્યો ના જાણ પડી તે કોઇને
ઓ નાથ કરતી સાથ ગઇ દોડી વિણા એ બાકળી
જાગી ગઇ કશું ના દીઠું પણ છે વિણા ટુટી ખરી ૧૫૯

પ્રીય પાઠકો ! આરામ લ્યો આજે કથા આ સ્ટોપ છે
કરશુ અધુરી પુરી ત્રીજા ભાગમાં નવી નોક જે
કહે દાસ જોઈતારામ જે તે ભાગ ત્રીજો લાવશે
શ્રંગારને અતિ હાસ્યનાં હોજો ભરાઇ આવશે ૧૬૦



# વરઘેલી વીણા—
યાને
# —પ્રેમી કે પાગલ

## ભાગ ૩ જો

કર્તા—સ્વપ્નુ ગયું વિણા તણું તે સાથ લીલા પણ ગઇ
સખીઓ નહિ, કુન્દન નહિ, હોડી વગેરે છે નહી
છે પુર્વવત સ્થીતી અરે તકીએ અઢેલી તે પડી
તારો ટુટી વિણા તણા મૃત પાય પાસે તે પડી ૧૬૧

આ સ્વપ્ન આવું જોઇને આજે વિણા બેભાન થઇ
પોકારતી ઓ નાથ ! ઓ કુન્દન ! અરે અવાક થઇ
ટુટ્યા હૃદયના પ્રેમ તારો રે વિણા તેથી પડી
આ જાણતું કોઇ નથી પાસે નથી પણ આ ઘડી ૧૬૨

પ્રીય વાંચકો ! નિદ્રા મીઠીમાં છે વિણા ઉંઘી ગઇ
ત્યાં સુધી જોઇએ આપણે કુન્દન તણી ગતી શી થઇ
કુન્દન ગયા ઉપડી અરે નીજ ગામ અમદાવાદ તો
વિશ્રામ રાત્રી એકનો જાતાં કર્યો નડીઆદ તો ૧૬૩

નીજ મીત્ર પરિશીલન હતો તેને કરી આ વાત છે
લેવી મદદ એ મીત્રની વિચાર એ ખરેખાત છે
નીકળી અચાનક આવીઓ તે ઘેર કુન્દન આજ તો
ના, ના ખબર આપી હતી પહેલા થકીએ ખાસ તો ૧૬૪
નીજ તાત ત્રીકમલાલને માતા મણીલક્ષ્મી હતાં
ઉઠી સફળાં આવીઆં જ્યાં પુત્રને અવલોકતાં
પુછે પુરી આતુરતાથીરે મણીલક્ષ્મી તહાં

**મણી**–ફીકર મને થાયે ઘણી આવ્યો અચાનક તું જહાં ૧૬૫
કહે ભાઇ એકાએક તું આવ્યો અરે શા કારણે
છે ઠીક તન તારૂ અરે કે કંઇ થયો વ્યાધી તને
કાગળ પ્રથમથી ના લખ્યો એ શું સમજીઓ તું મને
રે તેડવાને આવતી સામી અરે હું સ્ટેશને ૧૬૬
પરભાર્યો આવ્યો કે અરે મુંબઇ થકી તો તું અરે
ઉતર્યો હતો વચ્ચે કંઇ તે તો મુને તું કહે અરે

**કર્તા**–આપે નહિ કુન્દન તહાં સામા જવાબો તો છતાં
પ્રશ્નો તણી પરંપરા તોયે મણી કરતા હતાં ૧૬૭
ધીમે રહી બોલ્યો તહાં કુન્દન જવાબો આપતાં

**કુન્દન**–સારૂં શરીર છે માહરૂં ચીંતા ઘણી અંતર છતાં
વચમાં ભરૂચે ઉતર્યો એક દીન ત્યાં તો હું રહ્યો
નડીઆદ રહીને એક દીન પરબાર્યો ત્યાંથી આવીઓ ૧૬૮

**કર્તા**–ચીંતા પરીક્ષાની ગઇ પણ ગૃહ ચીંતા છે થઇ
જ્યાંથી ભરૂચ તે ઉતર્યો ત્યાંથી શરૂ તે તો થઇ

માતા પીતા અંતર તણી ઈચ્છા અરે તે જાણુતો
ભરપુર પઈઠણુ જ્યાં મળે ત્યાં પુત્રને પરણાવવો ૧૬૯
ભરૂચે બની જે વાત તે કહેવી અરે શી રીતથી
માતા પીતાની શર્મ તો લોપાતી સ્હેજે તે નથી
મોં ધોઈને સઉ સાથમાં ચા તો પીવા બેઠો જઈ
અવસર હવે આવ્યો અહી વદવા તણી હિંમત થઈ ૧૭૦

**કુન્દન**–ચા પીતાં પીતાં બોલીઓ માતા પીતા તમે સાંભળો
હું ઉતર્યો ભરૂચમાં તે વાત કહુ કાને ધરો
ત્યાં કૃષ્ણુલાલજ નામના છે આપણી વળી નાતના
ગૃહસ્થને બિ, એ થયા કુળવાન છે વળી જાતના ૧૭૧
વળી આપ એ ગૃહસ્થને પીછાણુતા પુરા હશો.

**ત્રીકમ**–હા, હા હું એને ઓળખું ના ઢંગ તેમાં છે કશો
ગૃહસ્થ પણુ શાનો ગણુાયે છે પુરો નાદાર તે
શીદ છોકરી ફરતી ફરે પઈસો પુરો પાસે હતો ૧૭૨

**કુન્દન**–કન્યા સમો વર તેહને જોતાં હજુ મળીઓ નથી
તેથી કુંવારી તે રહી કારણુ બીજુ તેમાં નથી
રૂપ ગુણુ એનાથી વધુ ક્યાંયે હજુ દીઠાં નથી
લાવણ્યને વિવેકથી હું વશ થયો એના થકી ૧૭૩
તેથી સ્વીકારી તેહને મારી સદાની સહચરી
પુછાવો કૃષ્ણુલાલને લખી એક પત્રીકા ખરી

**કર્તા**–સુણી વચન કુન્દન તણાં ગભરાયા ત્રીકમલાલ તો
કુન્દન તણા વિવાહનો વિચાર અહીંઆં ચાલતો ૧૭૪

નકકી કરી દીધું હતું તેથી પડયાં વિમાસણે
સામાં રહ્યાં જોઇ છતાં ઉત્તર ન આપ્યો તેમણે
ત્યાં સુધી કુન્દન તો વદ્યો ઠંડા કલેજે રે વળી
માતા પીતા તમે સાંભળો હું તો વિવા' આવ્યો કરી ૧૭૫
રે પૂકત તેમાં આપની લેવા અનુમતી આવીઓ
હું જાણુતો મારી ફરજ તેથી અરે હું આવીઓ
ના કાઢે પાછળ વાંક કોઇ તેથી હું તો આવીઓ
તેથીજ કાને નાખવા આ વાત હું તો આવીઓ ૧૭૬
મણીલક્ષ્મી ત્યાં તો બાલીઆં ક્રોધે ભરાઇ તર્ત જો

**મણી**–મોટા થયા તેથી અરે મન ચ્હાય તેમજ વર્તજો
બહુ છો ભણ્યા તેથી હવે વંઠી ગયા પણુ છો બહુ
અતિ લાડમાં ભાઇ કહ્યા તે ધુળમાં મળીચું સહુ ૧૭૭
માથે ચઢી બેઠા તમો શાના અમોને પુછતા
માબાપ છે તમ વઇતરાં એવું તમે શું ધારતા
જીવતાં અમે બેઠાં છીએ ના. ના હજુ મરી તો ગયાં
ચીંતા પડી અમને બધી હજુ ના અમે ઘરડાં થયા ૧૭૮
શું વહી જતું વિવાહનું ધીરે બધુ બનશે અહિં
કન્યા અહિં મળશે રૂડી ભરૂચ તો જાવું નહી
અહિં રોજ આવે પુછતા કન્યા તણા પીતા ઘણા
ભરપુર પઇઠણુ આપીને આભાર થાતા આપણા ૧૭૯
પરગામની કન્યા કદી ઘેર આપણે શોભે નહિ
પરગામની કન્યા કદી ઘેર પાલવે આપણુ નહિ

પગ બાંધી રહે ઘેર આપણે નીરંતરે શો લાભ છે
વિચાર ઉંડો જો કરો આખર ખરેખર ખાધ છે ૧૮૦
જો ગામની કન્યા મળે કુળ આપાણું ઉંચું ઠરે
જો ગામની કન્યા મળે ઘર ખર્ચ પણ ઓછુ પડે
પઇઠણુ મળે પુરી વળી દાપાં ઘણાં જઇ લેઇએ
માટેજ કન્યા ગામની જોઇ જાણીને વળી લેઇએ ૧૮૧
વાહુણું વાયે જાય તે રોજે વળી પીએરેમાં
વળી આવે પાછી સાંજરે પરવારી આપણ ઘેરમાં
બે ટંકના અનાજનો મોટો ખરેખર લાભ છે
ના વસ્ત્ર એકે વહોરવું એ પણ ખરેખર લાભ છે ૧૮૨
બેટા ભુલી તું, શું ગયો હુમણાંજ પંદરસો ગણ્યા
તુજ બેનને પરણાવવી ત્યાં પઈઠણ તણા પુરા ગણ્યા
એ ખોટ તુજથી વાળવી હજાર ત્રણજ લઈને
એ છે કમાણી આપણી એ કહું છું ભારજ દેઈને ૧૮૩
ખરચ્યા વળી પૈસા ઘણા તુજને ભણાવ્યા પાછળે
શું તેહુનો બદલો હવે અવસર મળે આ નહિ મળે
માટે હવે તું છેક છોકરવાદી ના કરતો જરા
તુજ લગ્નમાં અમને ઘણા અંતર ઉમળકા છે ખરા ૧૮૪
કુન્દન—માતાજી મુજને માફ કરજો કાંઇ વધુ પડતું વદુ
ના વેચવા હું માગતો મુજ જાતને પહેલા કહું
તમ સ્વાર્થના કારણ થકી ભવ માહુરો બાળુ નહિ
કો મુર્ખ કન્યા સાથ હું સંબંધ મુજ જોડું નહિ ૧૮૫

ખરચ્યા ભલેને બેનની પાછળ પુરા પંદરસો
મુજ જાતની એક પાઇ પણ લેવા કદી ના ધારશો
મુજ માટ કન્યા આપ તો કૃપા કરી ના ખોળશો
જો હોય મારી લાગણી તો કહું તહાં પરણાવશો ૧૮૬
ભરૂચની કહી વાત એ તો આપ અંતર લાવશો
કૃષ્ણલાલની વીણા તણી તો માગણી કરી આવશો
એ છોકરી સિવાય કોઇ છે બીજી ખપની નહી
પરણી ચુકયો હું તેહને મહેનત તમે કરશો નહિ ૧૮૭

**કર્તા**–બાબત બધી સમજી ગયા છે તાત ત્રીકમલાલ તો
જાણ્યું હવે વંઠી ગઈ આ વાત ને વિચાર તો
થયો મોટો જોટો પુત્ર તો બળથી નહી કંઇ વળે
કદી લઇએ કળથી કામ તો છેવટ જતાં કંઇકે વળે ૧૮૮
નીજ પત્નીને સંબોધી ત્રીકમલાલ તો બોલ્યા વળી

**ત્રિકમ**–તેની તમારે શી પડી આ વાત કહું છું વળી
ડાહ્યા અરે એ છોકરો એ વાત પણ કહે છે ખરી
ઐરાં તમે જાણો નહિ વિચાર કરી સમજો જરી ૧૮૯
છે શાસ્ત્રમાં લખીચું વળી કે પુત્ર વર્ષજ સોળની
તેને પિતાએ મીત્ર સમ સ્નેહે થકી તો માનવો
માટે થયો મોટો હવે કુન્દન જરા જોતી નથી
તે માટ તેને આજથી પુછયા વિના ચાલે નહિ ૧૯૦
વળતી વધા કુન્દન તણા એ મુખ સામુ જોઇને
ઠીક ભાઇ એ પણ જોઇશું કરશું વળી જો ત્યાં બને

અંતર તણા ઉચાટ તજીને દીલ ખોલી બોલજે
જો માગણી તે ના સ્વીકારે વાત બીજે તો થશે ૧૯૧
આજેજ કાગળ હું લખુ જો થાય આપણુ કામ તો
જો બેસતી આવે વાત તો મળશે ઘણો આરામ તો
કહી આમ કુન્દલાલને ઠંડો અરે ત્યાં પાડીઓ
લખવા ભરૂચે કાર્ડને પેટી મહીથી કહાડીઓ ૧૯૨

**વિક્રમ**–કાગળ મહી લખીયું વળી વિચાર કરી પગ માંડજો
હજાર ત્રણ પઇઠણુ તણા હોયે વિવા આરંભજો
વળી જો નજર પહોંચે નહિ તો ના નીરાળા પાડજો
ઉંડળ ન આવે હાથમાં તો બાથ ઓધે ન મારશો ૧૯૩

**કર્તા**–વિચાર આ પીતા તણો કુન્દન વળી સમજ્યો હતો
તેથી લખ્યો તેણે વળી છે પત્ર પણ ભરૂચ તો

**કુન્દન**–મારા પીતાએ આપને આજે લખ્યો છે પત્ર તો
તે કારણે આ મેં લખ્યું જે જે બન્યું છે અત્ર તો ૧૯૪
મુજ તાતના કાગળ મહિ ઘણી માગણી ભારે હશે
તે માગણી સ્વીકારતા ના કોઇ કારણ નામશે
જનત જો ના પાડશે તોયે અબોલ્યું નહી કરૂં
પરણીશ વિણા સાથ હું એ માનજો સાચુ ખરૂ ૧૯૫
તમ સાથ બંધન હું થયો વિણા તણો વળી પ્રેમ છે
તે પ્રેમ એ કરવા તણી મારી ખરેખર નેમ છે
આ પત્ર સાચો માનીને ઉત્તર ખરેખર આપજો
જે હોય પઇઠણુ શકિતના પ્રમાણમાં જણાવજો ૧૯૬

**કર્તા**–લખી પત્ર એવો પોષ્ટમાં જાતે જઈને નાંખીઓ
સઉએ પછી શાંતી ધરી કહેતાં નીવેડો આવીઓ
આ તર્ફ કુન્દનલાલ તો વિણા મહી ગુલતાન છે,
કુન્દન તણા માતા પીતાનું તર્પૂ બીજી ધ્યાન છે ૧૯૭
કુન્દન તણો વિવાહુ અમદાવાદમાં નકકી કર્યો
પઇઠણ તણા હજાર ત્રણનો આંકડો પુરો કર્યો
સંકલ્પ એવો છે કર્યો ભરૂચમાં જાવું નહિ
સમજાવી કુન્દનલાલને પરણાવવો પણ છે અહિં ૧૯૮
એક દીન કુન્દનલાલ તો ગાર્ડન વિષે ફરવા ગયો
કીસ્સો વળી પ્રરહાદ ને સીરીનનો લેતો ગયો
જઇ બેંચ પર તે બેસીને કીસ્સો થયો ગુલતાન તે
પ્રરહાદના જેવો થયો પ્રેમે અરે બેભાન તે ૧૯૯
પાછળ થકી ત્યાં એટલામાં ચક્ષુ કોઇએ દાબીઆં
ઝબકી અરે સાવધ થયો સ્વપ્નો બધાં ઉડી ગયાં
નીજ કરથકી કર ઝાલીને તે વ્યકિત આગળ લાવીઓ
જોઇ બાળકી નવ વર્ષની કંઇ ક્રોધ અંતર આવીઓ ૨૦૦
**કુન્દન**–ઓ બેન ! સાચું બોલ તું આ કેમ સાહસ તે કર્યું
**છોકરી**–ઓ ભાઈ ! પતિ મારા તમે એવું મને શીખવ્યું હતું
**કુન્દન**–કોણે તને શીખવ્યું અરે એતો મને કહે ઝટ હવે
**છોકરી**–સખીઓ મને શીખવી બધુ સંતાઇ ગઇ છેતે હવે ૨૦૧
છોડી હવે દો ભાઇ મુજને ના કદી આવું અહિ
**કુન્દન**–બતલાવ સખીઓ કયાં ગઇ સંતાઇ વળી તે તો કહી

શિક્ષા કર્યા વિણુ છોડુ નહી તું કોણુ નાતે છું વળી
**કર્તા**–આ સાંભળી ચોધાર નયને ત્યાં રડી એ છોકરી ૨૦૨

રૂદન અરે તેનું સુણી સખીઓ અરે સંતાઇ જે
નીકળી અરે ત્યાં આવતી હસતી વળી કંઈ રહેતી તે
આવી નીકટ કુન્દન તણી મૃદુ હાસ્યથી ઠપકો દીધો
**સખીઓ**–પરણ્યા પહેલાં આમ શું કર એકલે ઝાલી લીધો ૨૦૩

**કુન્દન**–બાળા વિચારી બોલજો હું તમ થકી શરમાઉં છું
તમ મર્મ વચનોથી અરે બંધન પ્રભુનો થાઉં છું
તરકટ બધુ આ શું કર્યું તેની મુને ગમ ના પડી
સમજાવો મુજને તે બધુ હસવા તણી ના આ ઘડી ૨૦૪

**સખીઓ**–કુન્દન તમારી ભાવી પત્ની એ તમો આગળ ઉભી
અતિ પ્રેમથી પીતા તમારે માટ વ્હોરી એ લીધી
ઓળખાણુ એ બધી પાડવા અમે મોકલી એને હતી
મેળાપ પહેલાં પ્રેમનો રીઝી કંઇ આપો વળી ૨૦૫

**કુન્દન**–ચોંઢયો તમાચો ગાલપર "છટ નોનસન્સ" કહી વળી
હું પરણું આને એટલી બુદ્ધિ નથી મારી ટળી
કાને બધીરતા દાખવે તીરકસ નજર વળી નાખતી
વળી છેય નાની ઠીંગણી આંખો નથી મારી ફુટી ૨૦૬

**કર્તા**–સખીઓ બધી શરમાઇ ગઈ કુન્દન તણાં વચનો સુણી
હસવા તણું ખસવું થયું પસ્તાઇ અંતર તે ઘણી

તે છોકરી પણ કયારની રડતી અરે નાસી ગઇ
લઇને પ્રસાદી પ્રેમની તે એકલી ચાલી ગઇ ૨૦૭

સખીઓ ગઈ નીજ ઘેર પણ કુન્દન અહિ બેઠો હતો
માતા પીતાના કૃત્યનો વિચાર તે કરતો હતો
**કુન્દન**–માતા પીતા મુજ વેરથી પેલા જનમનાં છે અરે
નહિ તો અધમ અહિતનો વિચાર આવો ના કરે ૨૦૮

બસ છે વિણા એ એકલી મુજ ધર્મની પત્ની ખરી
મા બેન સમ સૌ જાણતો વિણા વીના બીજી વળી
આવે ભરૂચથી પત્ર તેની રાહ જોઇ હું રહયો
નહિ તો ભરૂચ હું જાતે જઉં વિચાર એવો છે થયો ૨૦૯

**કર્તા**–કહી એમ કુન્દનલાલ તો સાંજે ગયો નીજ ઘેર તે
નિદ્રા નહિ આવી જરી રાત્રી વિતી વીચાર તે
વળી રીત શી ભરૂચમાં તે તો જરા તપાસીએ
ગયો પત્ર ત્રીકમલાલનો તેનું બન્યું શું ખાસ છે ૨૧૦

અહીં પત્ર ત્રીકમલાલનો આવ્યો અરે વાંચી કરી
સહુ છે થયાં શોકાતુરાં ભારે પડી ચીંતા ખરી
નિસ્તેજ વદનો દીસતાં જાણે મરી કોઈ ગયું
નિશ્વાસ મુખથી નાખતાં હાયે અરે આ શું થયું ૨૧૧

વળી પાસ કૃષ્ણલાલની પંદરસો પુરા ન'તા
તો લાવવા હજાર ત્રણ કયાંથી અરે જે માગતા

તેથી થયા નિરાશ તે કહી વાત લલીતાને બધી
બે બાકળી થઈ તે બીચારી મુખ તે શકીના વદી ૨૧૨

જાણી વિણાએ વાત આ બે હાલ તેના છે થયા
માથુ ભમી તેનું ગયું પગ પાણી પાણી થઈ ગયા
બેભાન થઈ ધરણી ઢળી શુધ્ધિ તજી નીજ દેહની
નિરાશ થઇ જોતી હતી જે રાહ ચાતક મેહની ૨૧૩

છાંટયું શીતળ જળરે લલીતાએ ધીમે લેલાટમાં
તવ ભાન આવ્યું તેહને બોલી મુખે પડી ખાટમાં
કુન્દન અરે ? કુન્દન તમે શું આમ દઇ દગો ગયા
કુન્દન તમો શું નહિ મળો શું આમ વાણી હીણ થયા ૨૧૪

ત્યાં આપતાં ધીરજ વળી પોતે લલીતા છે વદી
**લલીતા**–બેટા ધીરજ તું રાખને પ્રભુ ના કરે ખોટુ કદી
બેલી પ્રભુ છે સર્વના સહુ સારા વાના તે કરે
ધાર્યું થશે પણ તેહનું માનવ તણું ના કંઇ વળે ૨૧૫

ત્યાં સાંજરે વળી પોષ્ટમેને પત્ર બીજો આપીઓ
તે પત્ર કુન્દનલાલનો ઉતાવળે લઇ વાંચીઓ
આશા તણી ઉર્મી પુટી ગઇ છે નિરાશા જે હતી
ઘડીમાં ગઈ ગ્લાની થઈ આનંદ છોળો ઉડતી ૨૧૬

થઈ બેફીકર ત્યાં કૃષ્ણલાલે પત્ર એકજ પાઠવ્યો
**કૃષ્ણ**–ના મારી સ્થીતી આપવાની આપ માગો તેટલા

પણ ફક્ત એક હજાર તો હું આપવા બંધાઉં છું
પલ્લુ કદી કરશો નહિ તો ચાલશે કહી દેઉ છું ૨૧૭

કર્તા–સાંજે લખ્યો કુન્દન પરે કાગળ વિણાએ એક તો
શાણા અરે શીરતાજ ઓ કાયમ નિભાવો ટેક તો
હું તો વરી તમને ચુકી માતાપિતા સમજાવજો
મારે ન પલ્લુ જોઇએ તમ જાતને લઇ આવજો ૨૧૮

મારા તમે કુન્દન હવે હું છું વિણા તો આપની
આ પત્રથી ઝટ આવજો જો બીક લાગે બાપની
ના લાવશો કંઇ વસ્ત્ર આભુષણ તણી પરવા નથી
પતિ ભાવ ઓછો હોય તે તો સ્ત્રી ઘરેણાં માગતી ૨૧૯

પણ નાથ મારે માટ એ ચીંતા બધી દેજો તજી
આ દાસી સહુચરી આપની કરવા પીયુ આવો સજી
વ્હાલા વિસારી નાખશો તો દેહ આ જાશે પડી
સત્વર પધારો નાથ આ વરસો સમી થાતી ઘડી ૨૨૦

કર્તા–લખી પત્ર એવી રીતથી નાખી દીધો પેટી મહી
વળી કૃષ્ણલાલે જે લખ્યો તે તો જઇ પહોંચ્યો તહી
અહિ આવ્યો ત્રીકમલાલના એ હાથમાં કાગળ જહાં
કે તુર્ત કુન્દનલાલને બોલાવીઓ આગળ તહાં ૨૨૧

ત્રિકમ–લે બોલ કૃષ્ણલાલ તો વિવાહનું ના પાડતા
ના થાય જુલમ આપણાથી કે બળે પરણાવતા

**કુન્દન**–તે ના કદી પાડે નહી કંઇ માગણી આપે કરી
શકિત ઉપરની વાત એ કબુલ શી રીતે કરે   ૨૨૨

લાચારી બીચારે બતાવી તેથી તો તમને હશે
લાવો બતાવો પત્ર એ માંહે લખેલું કેમ છે
**ત્રીકમ**–જા, જા અરે તું બેસ ડાહ્યા છોકરાં સમજાવતો
પહેરામણી વળી માગી અમદાવાદની રીતેજ તો   ૨૨૩

શું તેય પણ આપી શકે નહી તેટલો ગરીબ છે
ત્યારે મફતમાં છોકરી પરણાવવી કંઇ સ્હેલ છે
વળી આપે તે હજાર રૂપડી તણો હિસાબ શો
માટે ધર્યો રહે ઘેર એને કોઇ કાંઇ ન બોલશો   ૨૨૪

**કુન્દન**–પીતા ગમે તેમ થાય પણ હું ત્યાંજ પરણી ચુકીઓ
મારા ભરૂસે તે રહ્યાં વિશ્વાસ મુજ પર મુકીઓ
**ત્રીકમ**–ત્યારે તજી આ ઘર તમે વેળા છતાં સીધાવજો
જો આંહિ રહેવું હોય તો મુજ મરજી મુજબ ચાલજો   ૨૨૫

વિરૂધ્ધ વર્તન વર્તવું તો રસ્તો અહિંથી માપજો
નથી જોવું મારે મુખ તારૂં લાગે અતિશય પાપ તો
જાણે નહોતો છોકરો એમજ હવેથી માનશું
સુખીઆ ઘણાં છે વાંઝીઆ ના દેખવું કે દાઝવું   ૨૨૬

**કુન્દન**–પીતા તમે તુચ્છકારો શાને માટ મુજને આ સમે
નથી હિણુ કીધુ કામ તોયે તે તમોને ના ગમે

હું છું તમારો બાળને હું દાસ દીન વળી આપનો
મન ચ્હાય તો ઘર રાખજો નહીતો અહીંથી કાઢજો ૨૨૭

રાખો કે ના રાખો તમે પણ છું તમારો દાસ હું
અરદાસ કરવી આપની સમજુ ફરજ મુજ ખાસ હું
માટે પીતા હું વીનવું વિચાર કરીને બોલજો
અંતર દયા ધારી જરા આ ન્યાય સુંદર તોલજો ૨૨૮

કૃષ્ણુલાલ તો હજાર તમને આપવા તૈયાર છે
વળી પાસ થઇ આ વર્ષમાં હું નોકરી લેનાર છું
તે માંહીથી હજાર બે પુરા કરી આપીશ હું
કરીને ઘણીએ કરકસરને જાત દુઃખ વેઠીશ હું ૨૨૯

માટેજ રાખો માન્ય આ મારી વિનંતી તાત ઓ
કૃપા કરી મારી ન બીજે કોઇ કરશો વાત તો
મુજ માટ કન્યા ખોળી તે મેં જોઈ છે સાક્ષાત તો
પરણાવશો જો ત્યાં મુને થશે જરૂર મુજ ઘાત તો ૨૩૦

**ત્રીકમ**–જા, આવડો ધનવાન તું જોયો અરે મેં ક્યારનો
માઝા તજી ઘરડાં તણી ટોચે ચઢયો છું ક્યારનો
ફરી વાત ખબરદાર આ સાંભળી બોલ્યો આજ તું
પરીણામ હીતાહીતનું બેઠો હજુ જોનાર હું ૨૩૧

જરી રાખ મોટા નાનાનીરે આજ આમન્યા અરે
અમ માત પીતાએ અમોને તોજ પરણાવ્યાં ખરે

ઉછાંછળા પણ તુજ જેવા ના અમે દીઠા કંઈ
મુરખા અરે શું બોલતો અકકલ હવે મારી ગઈ ૨૩૨

કરીએ અમે વિવાહ તે તો સો વસા મંજુર છે
હમણાં નડે પંચક અરે તેથીજ થોડી વાર છે.
પંચક ઉતરતાં તર્ત ત્યાં વિવાહની હા કહાવશું
બડી ધામધુમથી ત્યાં તને ઉમંગથી પરણાવશું ૨૩૩

બસ છેલ્લુ કહુંછું તારે ત્યાં પરણ્યા વિના છુટકો નથી
આ થેલી ત્રણ હજારની તે બાપની પુંજી નથી
નહિતો સિધાવો માર્ગ આ કોઇએ અમે રોકાયો નથી
જા,જા હવે લવરી મુકી હું કાંઈ સાંભળતો નથી ૨૩૪

**કર્તા**–કુન્દન ગયો ઉઠી તહાં વિચારતો નિજ ઓરડે
**કુન્દન**–હાયે હવે હું શું કરૂં ઉપાધી આ મુજને નડે
જો રહીશ હું અહિંઆં કદી માતા પીતાના માનથી
બળથી મુને પરણાવશે મારૂં અહિં કોઇ નથી ૨૩૫

બસ જાઉં ગાડી રાતનીએ આજ નડીઆદે વળી
મુજ મીત્ર પરિશીલનને આ વાતથી વાકેપ્ કરી
લઉ સંમતી હું તેહની આગળ પછી પગલું ભરૂં
હવેથી અહિં દીન એક રહેવાથી ઘણો હું તો ડરૂં ૨૩૬

વળતી જઇશ ભરૂચમાં સમજાઉ કૃષ્ણલાલને
આવીશ ત્યાં હું પરણીને માટેજ જીવ ત્યાં ચાલને

જો શખશે ઘરમાં પીતા તો ઠીક નહિ તો હું વળી
કંઇ નોકરી શોધી લઇશ તેની નથી ચીંતા જરી ૨૩૭

જર લોભી મારા તાતને નવ વેચવા મુજ દેહ દઉં
કોડી ન લેવા હું દઉં મુજ જીવને નિશ્ચયે કહું
પ્રીય પાઠકો આરામ લ્યો આજે કથા આ સ્ટોપ છે
કરશું અધુરી પુરી ચોથા ભાગમાં નવી નોક જે ૨૩૮

કહે દાસ જોઈતારામ તો આગળ હવે શું વાંચશો
વિણા તણા પ્રેમી વિહારો ત્યાંજ વાંચક વાંચજો



# વરઘેલી વિણા-

યાને

# -પ્રેમી કે પાગલ

## ભાગ ૪ થો

**કર્તા**–તે રાતની ગાડી વિષે નડીઆદ કુન્દન તો ગયો
નીજ મીત્ર પરીશીલન તણા ગૃહે જઇ સુખીઓ થયો
બેઉ મીત્ર ભેટયા ભાવથી સ્નેહાશ્રુ નયને આવીઆ
પુછી ખબર અંતર બધી તવ દીલ ઠંડક પામીઆં ૨૩૯

**પરીશીલન**–પેરે પુછયું પરીશીલને "આવ્યા અચાનક કેમ તો
**કુન્દન**–તત્ર કુન્દને નીજ તાત સાથે છે બન્યું તે જેમ તો
ઉપલક બધુંએ છે કહ્યું કરી પણ વીવાની વાત તો
વળી તે કહ્યું એ કારણે દીન કેટલા અહિં વાસતો ૨૪૦

**મીત્ર**–ભાઇ ભલે અહિં રહો તમે દીન જેટલા રહેવુ પડે
સહવાસ મુજને આપનાથી સુખ સારૂં સાંપડે
**કર્તા**–ત્યાં કુન્દને બીજે દીને એક પત્ર વિણાને લખ્યો
તે પત્ર પાઠક વાંચજો નીચે બધો જે છે લખ્યો ૨૪૧

(પત્ર નં. ૧ કુન્દનનો વિણા પ્રત્યે)

જે પુણ્ય ભૂમી નર્મદા તીરે ભ્રગુપુરની પ્રખ્યાત છે
મમ વ્હાલી વીણા ત્યાં વસે જે દેવી સમ સાક્ષાત છે
હું પત્ર પ્રેમે પાઠવું ઉર્મી હૃદય ઉભરાય છે
ક્યારે મળું ક્યારે મળું અહોનીશ એવું થાય છે ૨૪૨
નીંદ્રા અને જાગૃત મહીં બસ ધ્યાન તારૂં હું ધરૂં
અભીલાષી તમ દર્શન તણો વિચાર ના બીજો કરૂં
તુજ મુખ મનોહર ભાળતાં નયનો ઠરે અમી તો ઝરે
આનંદ ઉદધી ઉછળી મમ ભુખ દુઃખને વીસરે ૨૪૩
આપે પ્રભુજી પાંખ તો આવું ઉડી તમ પાસ હું
જોઉં તને બહુ ભાવથી ઉર રાખ પ્રીય વિશ્વાસ તું
પવીત્ર લગ્ન ગાંઠથી શાસ્ત્ર વીધી જોડાઇશું
લ્હાવો અનેરો લઈને ભવસાગરે તરી જાઈશું ૨૪૪
દીલ દર્દ મુજને જે થતું તેવું થતું તમને હશે
સુખ સ્વપ્ન તો આવે ઉભયને ધાર્યું તો ધણીનું થશે
ક્યારે મળું હું તુજને એના વીચારો હું ઘડુ
દુનીઆ તણી કંઈ દે'શતે સાહસ થકી પાછો પડું ૨૪૫
મમ તાત પઇસા માગતા પણ પ્રેમથી સમજાવીશું
વ્હાલી વિણા તું મ'હરૂં સંદેશ સારો કા'વીશું.
માટે મધુરી માનજો આ વેણ સાચુ માનજો
વિણા ગણી મારી ખરી વિશ્વાસ રાખી ચાલજો ૨૪૬
આ પત્ર તમને પાઠવ્યો આવ્યા સુમુ મારૂ ગણી

ધારી ધીરજ બેસી રહો ચીંતા મને તેની ઘણી
વળી પત્ર મુજને જો લખો એડરેસ આ નીચ લખ્યુ
પહોંચે વળી મુજ હાથમાં લખજો અરે એ રીતશું ૨૪૭
લખજો પરીશીલન ગૃહે કુન્દન અરે મહેમાન છે
નડીયાદ મધ્યે તો ખરૂ સાહિત્ય મંદીર સ્થાન છે
ત્યાં પત્ર હાથોહાથ આ કુન્દન તણે પહોંચે વળી
લખજો કરી એડ્રેસ એ કરી પેક કાગળ તો વળી ૨૪૮

લી૦ તારો સદાનો કુન્દન

**કર્તા**—લખી આમ કાગળ કુન્દને કરી પેક પોષ્ટે નાખીઓ
જોતાં જ રાહ જવાબની કંઇ દીન ગણુવા લાગીઓ
આ તર્ફ પત્ર જ પહોંચીઓ વિણા તણા એ હાથમાં
વાંચી વિચારી હરખી તે અત્યંત છે દીલ સાથમાં ૨૪૯
પેટી મહીથી પત્ર કાઢી તર્ત લખવા બેઠી તે

પત્ર નં. ૨ (વિણાનો કુન્દન પ્રત્યે)

આનંદના આવેશમાં લખવા પ્રત્યુતર નાથને
વ્હાલા જહાજે નાવડી ડુબતી બચાવી સાગરે
દાવાનળે બળતો અરે જ્યમ નાગને તાર્યો તમે ૨૫૦
ત્યમ પ્રિયુજી તમ પત્રથી મમ પ્રાણુ જાતો છે બચ્યો
મૃત દેહ મારા પરે આજે અમીઘટ છે સીંચ્યો
તમ દર્દ દીલનું વર્ણવ્યું તેથી અધીક તોછે મને
પુરી પ્રણયની વેદના સ્હેવાય તે ના આ તને ૨૫૧
નયનો મળી છુટાં પડયાં ત્યાંથી નયન ભીજી રહ્યાં

મનની સ્થીતી એવી થઇ પવને ધ્રુજી પત્રો રહ્યાં
તન આ તપી વિરહાનળે દીન દીન કૃષ થાતુ હવું
શાન્તી જળ સિંચક તમે તો માહરે કહો કયાં જવું ૨૫૨

ચાતક ચહે છે ચીતથી વષ તણા વિલાસને
પોકારે ચકવી રાત્રીએ વિરહે બળી નીજ નાથને
ચાહે ચકોરી ચીતથી હાં ચંદ્રમાના તેજને
હું ચાહુ તેવી રીતથી ઓ નાથ તમના પ્રેમને ૨૫૩

લલચાઇ રહ્યો ષટપદ અરે પત્રો તણા પરાગમાં
હરણાં તણું મન ચોટીયું છે રમ્ય ગાયન રાગમાં
છે માન સરવર હંસલાનું મન મેળે લાગીયું
સુંદર ઘટા ઘનની થતાં જ્યમ મોરનું મન લાગીયું ૨૫૪

ઇચ્છા કરે જ્યમ માછલી છે મેઘની જે ભાવથી
રવી તેજમાં ચકવા તણી દ્રષ્ટી સમી જે ભાવથી
તે ભાવથી હું નાથ તમને નેહથી ન્યાળી રહી
ભરી બાથ વિણા માહરી કયારે કહો ચુંબન કરી ૨૫૫

મુજ કાળજુ ભેદઇ જતું મન્મથ તણા શરથી અહા ?
સરીતા, સમીરને ચંદ્ર આ દેતાં મને કષ્ટો મહા
કોયલ, બપૈયા, મોર તેં હાંસી કરે મારી અરે
હજુએ કુંવારી ધારીને દુનીયા ઘણી ચેષ્ટા કરે ૨૫૬

જોબન તણી પુલવાડી આ માળી વીના સુકાય છે
રોપા બધા કુમળા પુટયા તે તો હવે કરમાય છે

માટે પીયુ આ પત્ર પહોંચે અત્ર વહેલા આવજો
આસા ભર્યો સંદેશ વ્હાલા તર્ત મુજને કહાવજો ૨૫૭
લી૦ આપની ભવોભવની કીંકરી
વિણા

**કર્તા**–ઉપર લખી રીતે કરી શીરનામુ પત્રજ નાખીઓ
આશા તણા અંકુરથી થતી સ્નેહ અંતર દાખીઓ
અહિં પત્ર પરીશીલન ગૃહે નડીઆદ માંહે આવીઓ
વાંચી પ્રથમ તે કુન્દને નીજ મીત્રને બતલાવીઓ ૨૫૮
પુછી પરીશીલન તણી તે કાર્ય માંહે સંમતી
પરવાનગી પરીશીલને પણ સ્નેહથી આપી દીધી

**કુન્દન**–વળતી વદયો કુન્દન તહાં ભૃગુક્ષેત્રમાં હું જઉં હવે
દીન ચાર પછી ત્યાં જોઇને વિણા ગ્રહે હું તો હવે ૨૫૯

**કર્તા**–એ પત્ર વિણાનો ચઢયો કુન્દન કરે જ્યાંથી અરે
ત્યાંથી સ્થિતી પલટાઇ છે કુન્દન તણી પ્રેમાતુરે
ના બોલવું ના ચાલવું ધરી મૌન બેસી તે રહે
નિંદ્રા ન આવે રાત્રીએ હરદમ વિણા જપતો રહે ૨૬૦
નિંદ્રા જરા કંઇ આવતી તે સાથ સ્વપ્ને પણ વિણા
જગાડતી આવી અરે જાગે નહિ જો તો વિણા
બે બાકળા રજની બધી પથારીએ બેસી રહે
વ્હાલી વિણા, વ્હાલી વિણા એ નામ હરદમતો રટે ૨૬૧
ના ચૌટતું ચીત કામમાં ના શબ્દ સ્પષ્ટજ આવતો
અંતરીક્ષને જુવા મહી ઉભી વિણા અવલોકતો

હું દાસ તુજ કર માપ કહી કૃતઘ્નતા દર્શાવતો
તેવી સ્થીતી થઈ પ્રેમની કુન્દન બન્યો પાગલ પુરો ૨૬૨

*　　*　　*　　*

વાચક હવે વિચારીએ કુન્દન પીતા ત્યાં શું કરે
કુન્દન ગયો રીસાઇને તેથી હવે તેતો ઝુરે
જાણ્યું નહી એ દીન કુન્દન કયાં ગયો રીસાઇને
શોધી વળ્યાં કંઇ શે'રમાં મનથી ઘણા ગભરાઇને ૨૬૩

**પત્ર નં. ૩ પરીશીલનનો ત્રીકમલાલ પ્રત્યે**

ત્રીજે દીવસ જ્યાં પત્ર પરીશીલન તણો છે આવીઓ
તેમાં લખ્યું મુજ મીત્ર કુન્દનલાલ અહિંઆ આવીઓ
મેં પુછતાં જાણ્યું અરે રીસાઇને તે આવીઓ
વળી રીસ એ છે લગ્નની કુન્દન દીલે છે લાવીઓ ૨૬૪
માટે પિતાજી વાત આ મારી જરા શીખની ધરો
છોડી મમત સઘળો તમે એ ભાઇ કહે તેતો કરો
સંસાર જો સુધારવા નીજ પુત્રનો વ્હાલા તમો
કન્યા પસંદ કુન્દન કરે ત્યાં ના બતાવો અણગમો ૨૬૫
નહી તો જરૂરે આપશે પરીણામ વીપરીત તો ખરે
સચવાય ના તમ માન મર્યાદા વિચારો તે અરે.

લી० તમારો આજ્ઞાધીન સેવક
પરીશીલન

એ રીતનો જ્યાં પત્ર ત્રીકમલાલને આવી મળ્યો
તેથી મટી ચીંતા બધી પણ રોષ અંતર છે વધ્યો ૨૬૬

મનથી વિચાર્યું છોકરો શું આજથી છટકી જશે
હું છું હજુ બેઠો છતાં ધાર્યું અરે તેનું થશે
છોમે કરે એ ફંદ પણ ના તેહનું ધાર્યું થશે
ડરી જઇશ હું શું એમ એ શું ધારતો મનમાં હશે ૨૬૭
અહિંઆં ગણ્યા પૈઠણ તણા હજાર ત્રણજ રોકડા-
માગું સ્વીકાર્યું તેહનું સઉથી અમે થઇને વડા
તેને હવે શું ના કહું શું મુખ લઇને આજ તો
છે લગ્ન પણ લીધું હવે છે દીન બાકી સાત તો ૨૬૮
છે કૃષ્ણલાલજ માહરો પરભવ તણો વેરી પુરો
મુજ પુત્રને છે ભોળવ્યો દઇને દીલાસો તો બુરો
માટે શ્રીફળ તેને હવે અહિંથી છુટું ફેંકી દઉં
સો ગાઉ સુધી આશ ના રાખે લખી તેવું દઉં ૨૬૯

**પત્ર નં. ૪ બનાવટી ત્રીકમલાલનો કૃષ્ણલાલ પ્રત્યે**

એવુ વિચારી પત્ર એકજ તર્ત કુન્દનલાલના
એ નામનો જુઠો લખ્યો તેમાં લખી છે આ બીના
માલુમ કૃષ્ણલાલને ભ્રગુક્ષેત્રમાં થાયે વળી
લખીતંગ કુન્દનલાલના સ્વીકારશોજી શ્રી હરી ૨૭૦
આપ્યું હતું મેં આપને જે વચન રેરે સ્વેચ્છા થકી
લખવું પડે છે પણ અરે લાચારી સાથે આ નકી
મુજ તાત વચ્ચે આવતા વિણુ તણા વિવાહમાં
ના તાતની આજ્ઞા ઉલંઘન થાય મુજ વિવાહમાં ૨૭૧
એ દાહમાં બળતા હૃદયથી આ લખાવ્યો પત્ર છે

એ માનજો સાચું ખરૂં કરીઓ વિવા મુજ અત્ર છે
વિણુ સમો વર કંઇ તમે ખોળી હવે તો કહાડજો
મુજ લગ્ન લેશો ત્રણ દીને ના આશ મારી રાખજો ૨૭૨

લી૦
KUNDANLAL

**કર્તા**–મજકુર એવો ગોઠવી લખી પત્ર ત્રીકમલાલ તો
અંગ્રેજીમાં નીચે લખ્યું પોતેજ કુન્દનલાલ તો
આ પત્ર નાખે પોષ્ટમાં ત્રણ દીન પુરા તો થયા
ત્યાં તર્ત ત્રીકમલાલ તો વળી તાર કરવાને ગયા ૨૭૩

**(તાર)**–પરણાવીઓ નીરવીઘ્નથી અહીં આજ કુન્દનલાલને
માટે તજી આશા હવે પરણાવજો તમ બાળને
કરી તાર નીજના નામથી ભ્રગુક્ષેત્રે કૃષ્ણુલાલને
એ રીત તારે મોકલ્યો કપટ ભર્યા હેવાલને ૨૭૪

* * * *

ભ્રગુક્ષેત્રમાં કુન્દન તણા નામે લખેલો પત્ર જે
બનાવટી જેને લખ્યો આવ્યો અરે તે અત્ર છે
તે કૃષ્ણલાલે રાખીઓ છાનો બધાથી છે અરે

**કૃષ્ણુ**–જાણ્યું હવે બગડી ગઇ ના કાંઇ તેમાંથી વળે ૨૭૫
ઉલટાં કરે આક્રંદને વળી કાંઇ વીપરીત તો બને
માટે હવે સમજાવીને મન વાળશું થોડા દીને
ત્યાં સુધી ખોળી કાઢું હું વિણુ સમો વરતો બીજો
વિદ્યા વિનય રૂપ ગુણમાં કુન્દન થકી અધીક જો ૨૭૬

**કર્તા**–વિચાર એવો ગોઠવી તે સાંજના ફરવા ગયા

ત્યાં એટલામાં તારવાળાના નીચે ઘાંટા થયા
આવી લલીતા દોડતી બેબાકળી વિસ્મે થતી
આ તાર કયાંથી આવીઓ ઘાંટા વિણાને પાડતી ૨૭૭
આવી વીણા પણ દોડતી . ઝટ તાર લઈ તે વાંચીઓં
તે વાંચતાં બેભાન થઈ હઈયું ભરાઇ આવીયું
ચકરી ચઢી શીર તો ભમ્યું ચક્ષુ ગયાં ફાટી અરે
નીમીષમાં હેઠે પડી ગઇ ભાન ભુલી તે ખરે ૨૭૮
અફળાયું શીર પત્થર સહે ત્યાં રકત તેથી નીકળ્યું
લલીતા હવે હિંમત તજી રૂદન કરે જે ના ખળ્યું
તે સાંભળી પાડોશીઓ દોડી તહાં છે આવીઆં
વીણા તણી આશ્વાસના કરવા બધાંએ લાગીઆ ૨૭૯
ત્યાં કૃષ્ણલાલે અટલામાં તાર આવી વાંચીઓ
તે સાંભળી પાડોશીઓ વિસ્મે અરે તેથી થયાં
હજુ કોઈ નોતુ જાણતું વીણા તણો વિવાહ તો
કયાંથી અચાનક આજતો સળગ્યો અરેરે દાહતો ૨૮૦
ઉપાડી વીણાને સુવાડી ખાટલે છે તર્ત તો
પાટા બધા બાંધ્યાં શીરે પણ છે નહી કંઇ શર્તતો
આવી જરા શુદ્ધી કંઇ ચક્ષુ ઉઘાડી બોલી તે
વિણા—આ શું કર્યું કુન્દન તમે બેઠા ફરી શું બોલીને ૨૮૧
કર્તા—કે તર્ત આવી તાણને બેભાન થઇ પાછી પડી
વળી સ્હેજ આવ્યું ભાન એ સ્થિતી રહીને બે ઘડી
વળી કૃષ્ણલાલજ બોલીઆ દેતાં દીલાસો તેહને

**કૃષ્ણ**–તું રાખ ધીરજ બેન તું આ સાચવી લે દેહને ૨૮૨
વર તો મળે એથી રૂડો જગદીશ સહુ સારૂ કરે
પ્રભુ પર ભરોસો રાખ તું આકૃંદ કરે કંઇ ના વળે
**લલીતા**–લલીતા વળી બોલી તહાં ફીકી અરે આ શું કરે
વિધીનાં લખેલા લેખ તો ના કોઈથી પાછા ફરે ૨૮૩
કુન્દન બિચારો શું કરે છે તાતનું કારણ બધું
વળી આવી સ્થિતી આપણી પઈઠણ તણું ના છે ગજુ
માટે પ્રભુ ઈચ્છા ઘણી બળવાન બાળા જાણ તું
કુન્દન તણા કાગળ વિના હજુ કેમ સાચું મીનવું ૨૮૪
**કર્તા**–ત્યાં કૃષ્ણલાલે તર્ત તો તે પત્ર કહાડી વાંચીઓ
કુન્દન તણા નામે ત્રીકમલાલે અરે લખીઓ હતો
તે સાંભળી લલીતા તણી ઉમેદ ભાગી ગઈ હવે
વિણા અરે ધીકારતી નર જાતને કંઇ કંઇ લવે ૨૮૫
નાખ્યો નિસાસો કારમો ચોધાર નયને તે રડી
**વિણા**–ઉઠી ઉભી થઇને કહ્યું જાઓ નહિ વાંધો પડે
**કર્તા**–સગાં સહુ વિખરાઇ ગયાં લલીતા રસોડે તો ગઇ
કૃષ્ણલાલ તો લેવા દવા ગયા બહાર તે શીશી લઇ ૨૮૬

**પત્ર નં. ૫ વિણાનો અંતીમ કૃષ્ણલાલ પ્રત્યે**

ત્યાં સુધી વિણાએ લઇ એક પત્ર તેમાં તો લખ્યું
સુણો પીતા મારા વિષે થયું છે વિધીએ જે લખ્યું
પરણી હતી હું કયારની રે એજ કુન્દનલાલને
પણ પરણવાનું છે મળ્યું તે આજ કુન્દનલાલને ૨૮૭

પરણ્યા ભલે એ છે છતાં હું તો હવે પરણું નહી
મુજ એક ભવમાં બે પતી હાથે કરી કરવા નથી
કુન્દન તણીતો આડ ખીલી જન્મભર હુ તો રહું
તેથી જીવી હું શું કરૂ રહેશે પ્રમોદ તે બહુ ૨૮૮
હું દુર થાઉ આજથી છો તાતના વચને પળે
વળી લગ્નની ચીંતા થકી મુજ માતનું અંતર બળે
ચીંતા છે તમોને ઘણી મુજ માટ યત્નો આદર્યા
હું કર્મ હીણાના નસીબે સર્વ તે પાછા ફર્યા ૨૮૯
તેથી પીતા આજ જે છે માર્ગ સારો લાગીઓ
તેતો લીધો નીરભય પણે દુઃખ ઓદર આજે ભાગીઓ
મુજ માતને આપી ધીરજ રોવા ન દેશો પાછળે
આ પુત્રી તમ જ્યાંજાય છે ત્યાંથી નહી પાછી વળે ૨૯૦
પીતા મને ના ખોળશોરે કાલ પ્રાતઃકાળતો
આ પત્ર મળીશે આપને સરીતે તણાતું સબ હશે
વળી આવે કુન્દનલાલતો કહેજો ખબર મારી અરે
કરતી સ્મરણ વિણા ગઈ સ્વર્ગે તમારૂં તો ખરે ૨૯૧
લી૦ તમારી કર્મહીણુ વિણા

પત્ર નં ૬ વિણાનો અંતીમ કુન્દન પ્રત્યે

કર્તા—આ પત્ર લખી પીતા તણી પેટી પરે મુકયો જઈ
વળી ત્યાંજ કુન્દનલાલને લખીઓ વળી બીજો લઇ
કુન્દન તમે ના આવશો ના લાવશો મારી દયા
હું ખુશ થઇ આજે હવે પરણી તમ સુખીઆ થયા ૨૯૨

પણ દુઃખ અંતર એ થતું મમ આડખીલી સાલસે
વળી સાલતુ પણ એ હશે વિણુજ ઠપકો આપશે
પણ નાથ હું ખાતરી દઊં એવો ન ભયતો ધારશો
છું આપના સુખે સુખી હુંતો થઇ એ માનશો ૨૯૩
પણ જીંદગી સુધી તમોને શર્મ શાણા આવશે
મારી હયાતી જ્યાં સુધી ત્યાં સુધી એવું લાગશે
તેથી પીયુ પંથે પડુ મુજને સુજ્યો છે આજ જે
હું જાઉછું જે સ્થાનકે ખોળી વિણા આ નહિ જડે ૨૯૪
હું જાઉછું જે સ્થાનકે ત્યાં માનવી આવાં નહિ
હું જાઉછું જે સ્થાનકે ત્યાં દુખડાં આવાં નહિ
હું જાઉછું આ છેતરી ના કોઇ મુજને ઝાલશે
હું જાઉછું તે સ્થાનકે ના તોપ બાજી ચાલશે ૨૯૫
માટે પિયુ તજીને સ્મરણ સુખચેનથી રે'જો હવે
મળશું હશે જો પ્રેમ પુરો તોજ કુન્દન પરભવે
આ પત્ર આવે હાથ તમને પહેલાં દેહજ આ જશે
બલિદાન માતા નર્મદાને આજ વિણા અર્પશે ૨૯૬
સ્વર્ગે જઇ દર્શન કરી વ્યોમે રહી જીવતી રહું
ત્યાં નાથ પણ તમ નામની જપ માળ હું જપતી રહું
જો સાંભળે તે કોક દીન મુજને તમે સંભાળજો
પ્રીય નાથ મુજનો મોહ ટાળી રે હવે મન વાળજો ૨૯૭
પ્રીય નાથ આ ભીંજી ગયો છે પત્ર અશરૂધારથી
નયનો ભરાયાં અશરૂથી આ હાથ કહ્યું કરતા નથી

માટે પીયુ છેલ્લા પ્રણામો કીંકરીના માનજો
આ દાસીએ જે શ્રમ દીધો તે માફ મુજને આપજો ૨૯૮
લી. આપની હુંમેશની વિયોગી વિણા
કર્તા–લખી એમ પત્રજ બીડીઓ શીરનામુ પણ કીધું કરી
વળી પોસ્ટની પેટી મહી નાખ્યો જઈ ઉતાવળી
ત્યાં તેવે કૃષ્ણલાલ તો લઇને દવા આવ્યા તહાં
કંઇ પાઇને કંઇ ચોપડી જ્યાં જ્યાં હતું વાગ્યું તહાં ૨૯૯
સહુ કોઇ જમી પરવારીને નિંદ્રા તણે આધીન થયાં
વિતી અરધ નીશા જતાં નેત્રો વિણાનાં ઉઘડયાં
ઉઠી થઇ ઉભી પથારીથી વિણા ધીમે રહી
તે નીકળી પથારીને પ્રણામ તો છેલ્લા કરી ૩૦૦
ઉઘાડી બારી પાછલી તેમાં થઇ નીકળી ગઇ
આવી સરીતા તટ પરે હિંમત ધરી ઉભી રહી
કરીને સ્તવન ત્યાં શ્રીહરીનું નેજ કુન્દનલાલનું
વિણા–કહી નર્મદા લેજે શરણુ બલીદાન તું વિણા તણું ૩૦૧
કર્તા–કહી એટલું કુદી પડી વિણા અરે ભર નર્મદે
ઓ જાય, પેલી જાય જોતાં થઇ ગઇ અદ્રશ્ય તે
વિણા તણી વિપરીત દશા જોઇ તરૂ રડતાં હતાં
માળે વસેલા પક્ષીઓ પણ શોક ભીનાં તો થતાં
કૃષ્ણલાલ તો જાગી સવારે તો જાય જોવા તો વિણા
પથારીએ દીઠી નહી બોલાવી સાદે તો ઝીણા
ના બોલીસું કોઇ વળી જાતે જઇ જોઇ વળ્યા

પગલાં પડયાં છે બારીએ સરીતા તરફ તે છે વળ્યાં ૩૦૩
પાછો વળી જુવે જહાં છે પત્ર પેટી પર પડયો
લઇ પત્ર વાંચ્યો પેરથી તો વેમ સાચો છે પડયો
જોયું જઈ સરીતાપુરે ડુબી વિણા નિશ્ચય ખરે
આવી અરે નીજ ઘેર તે આક્રંદ અદકું છે કરે ૩૦૪
લલીતાએ જાણી વાત આ માથુ બધુ નાખી કુટી
રે હાય વિણા, હાય વિણા શું શું ગઇ મુને મુકી
સગાં સંબંધી સહુ મળ્યાં આચાર સહુ રીતે કર્યો
કૃષ્ણલાલને લલીતા તણું તો મન વળાવી તે વળ્યાં ૩૦૫

× × × ×

વાંચક હવે ચાલો તમે કુન્દન બન્યો પાગલ તહાં
આશા તજી નીજ તાતની તઈયારી કરી વીણા જહાં
**કુન્દન**–જઇ આપ મેળે આજ હું ભૃગુક્ષેત્રમાં વિણા વરૂ
જાએ નકામા દીન આ અહીંઆં પડી રહી શું કરૂ ૩૦૬
ત્યાં તુર્ત ઉઠયો ટેકથી જઈ મીત્રને મળીઓ વળી
હું જાઉં છું જો આ ઘડી ભૃગુક્ષેત્રમાં સમજી કરી
તું આવજે ત્યાં મારી જાનમાં તું આવજે
હું પત્ર લખું કે તર્ત તું ઓ ભાઇ મારા આવજે ૩૦૭
આવે કદી જો પત્ર હમણાં સ્ટેશને પહોંચાડજે
આવે પછીથી જો કદી તો તારથી પહોંચાડજે
કહી એમ તે ઉતાવળો ગયો સ્ટેશને છે દોડતો
કંઈ વારે ગાડી આવી ત્યાં બેઠા છતાં જોતો હતો ૩૦૮

ત્યાં એટલામાં દોડતો નીજ મીત્ર પરીશીલન દીઠો
જોઈ પત્ર તેના હાથમાં આવ્યો ઉમળકો છે મીઠો
ગાડી મહીથી ઉતરી કાગળ લીધો સામે જઇ
ત્યાં એટલામાં ટ્રેનની વિસલ તરત તો છે થઇ   ૩૦૯

દોડી ચઢયો ગાડી પરે પાકીટ ખીસ્સામાં ધરી
ને હર્ષના આવેશમાં જોયો ન કાગળ ફરી
ત્યાં એટલામાં આવ્યું છે ભરૂચનું સ્ટેશન વળી
ઉતર્યો જ્યાં ગાડીપરથી તર્ત ખબર તો મળી   ૩૧૦

પણ ખાતરી કરવા પુરી ગયો ઘેર કૃષ્ણલાલને
કાગળ બતાવી કૃષ્ણલાલે કીધું કુન્દનલાલને
કૃષ્ણ–વિણા સીધાવી સ્વર્ગમાં છે આપના કાગળ થકી
કર્તા–ત્યાં પત્ર પેલો સાંભર્યો આવી ખબર અહિ સાંભળી   ૩૧૧

છે તર્ત કાઢી વાંચીઓ બેભાન સ્થિતી ત્યાં થઇ
ચીતડું ભમી તેનું ગયું શુધ્ધ શાન તેની છે ગઇ
પાછો વળી એક પત્ર કહાડી તર્ત લખ્યું આ રીતનું
પાપી પીતા તમ કૃત્યથી આજે ઘણો દીલગીર છું ૩૧૨

પત્ર નં. ૭ (કુન્દનલાલનો પીતા પ્રત્યે)

મારી વિણા સ્વર્ગે ગઇ હું પણ હવે ત્યાં જાઉં છું
ના ખોળશો મુજને હવે હરબાર પ્રભુને જાઉં છું
ઓ સ્વાર્થના લોભી પીતા મારો તમોને શ્રાપ છે
મુજ જોડી તોડી પ્રેમની કોટન કોટી પાપ છે   ૩૧૩

પઇસો ટકો પુરો ભર્યો તે વાપરો અતી હોંસથી
ના ના રડો કકળો કદી કાઢો ન દીન અફસોસથી
તમ આંખમાં ધુળી નાખીને આજે વિણાને જઇ ૭૩
સ્વર્ગે જઈ દેવો સમીપ હું લગ્ન વિણાથી કરૂં ૩૧૪
લી૦ તમારો કંટક રૂપ પુત્ર **કુન્દન**

**પત્ર નં ૮ કુન્દનલાલનો મીત્ર પ્રત્યે**

**કર્તા**–લખી પત્ર નાખ્યો પોષ્ટમાં બીજો લખ્યો નીજ મીત્રને
વિણા ગઇ હું જાઉં ધારી હૃદય એ મીત્રને
મુજ પાછળે આવીશ નહિ ઓ ભાઇ સાચુ હું કહું
ભેટો નહિ મારો થશે સ્વર્ગે હવે હું જાઉં છું ૩૧૫
આ પત્ર દેખી ભાઇ તું સમ જાન નહિ પણ કાણુંને
ઉઘલાવ જે, તું આવજે આ નર્મદા એધાણુ છે
લી૦ તારો સદાનો વિયોગી મીત્ર **કુન્દન**

**કર્તા**–આ પત્ર પણ નાખ્યો જઈ પાગલ બન્યો પુરો હવે
વિણા વિણા રડતો મુખે બીજુ ન કાંઈ તે વદે ૩૧૬
વિણા સરીતામાં ગઇ તે ઠામની સાથે ગયો
કુન્દન તણો હેવાલ ત્યાં વાંચક સુણો છે શો થયો
પ્રીય પાઠકો આરામ લ્યો આજે કથા આ સ્ટોપ છે
કરશુ અધુરી પુરી પંચમ ભાગમાં નવી નોક જે ૩૧૭
કહે દાસ જોઇતારામ એ કઠલાલકર વાણી વદે
સહુ વાંચજો એ ભાગ પંચમ ત્યાં હૃદય સહુના ઠરે

# વરઘેલી વીણા—

યાને

# —પ્રેમી કે પાગલ

---

## ભાગ ૫ મો

કર્તા–જય ! નર્મદે બિણા કહી પોતે સરીતામાં પડી
સાહસ થકી અટકાવવા તે પાસ નહોતું આ ઘડી
નિર્દોષ બાળા આમ મરતાં રે તરૂ તીરનાં રડ્યાં
આઘાત પંખીને થતાં માળા થકી નીચે પડ્યાં ૩૧૮

પોકારતી કુન્દન અરે ! કુન્દન અરે ! એ મુખથી
કુન્દન તણા વિરહે થકી એ એમ મરતી સુખથી
ચંડતું મુકયું સરીતા વિષે વમળે પડી ડુબી ગઇ
ઘુંઘવાટે જળમાં રહી અને પાછી તરી આવી જાઇ ૩૧૯

છે લેખ જેનો પાધરો તેને નકો મારી શકે
વળી રામ રાખે એહને તેને નકો મારી શકે
એ ન્યાય પણ લીલા તણા લલાટમાં લખીઓ હતો
હજુ દુઃખ અવસર એ બિણાના ભાગ્યમાં લખીઓ હતો ૩૨૦

જ્યારે તરી જળ ઉપરે વીણુા હતી કંઇ ભાનમાં
ચોપાસ દ્રષ્ટી ફેંકીને ઇચ્છે મદદ બે ભાનમાં
બે હાથ પહોળા કંઈ કરી કહેવા જતી કીરતારને
એક કાષ્ટ તરતું આવીયું અટકયું વીણુાના હાથમાં ૩૨૧
ઝાલી લીધું તે બળ થકી વીણુા ચઢી તે પર ગંઈ
કંઇ કાળના મુખે થકી તો હાલ વિણુા ઉગરી
રે રે તણુાતી તે વિણુા કાષ્ટની ગતીએ અહા ?
ભરસાગરે આવી ગઇ જ્યાં જળનીધી ઘુઘવે અહા ૩૨૨

બાળા હતી અબળા વળી વિલાસમાં ઉછરી હતી
ના, ના ભયંકર આ ઘડી જીવન ભરે દીઠી ન'તી
બેઠી હતી તે કાષ્ટ પર પણુ ભાન નોતું દેહનું
આસ્માન અવની જળ તણું ના ભાન તેને તેહનું ૩૨૩

બેભાન થઇ તે સાગરે ઘુમતી તણુાતી તે જતી
ના ભાન તેને ગઇ દુરે રજની બધી વીતી હતી
ઉગ્યો પ્રભાકર પુર્વમાં સુવર્ણું કીર્ણો પાથરી
ના ભાન પણુ તેનું હતું જાતી હજુ વીણુા તરી ૩૨૪

જાતું હતું એક જહાજ ત્યાં આ વખ્ત એ દરીઆ મહી
નાવિક તેમાં ત્રણુ હતા તે વિણુ જન તેમાં નહી
તે માંહી ભરીઓ માલ છે સોદાગીરી તેતો બધો
બંદરે સીધાવે ભાવનગરે શેઠ તેમાં તો નતો ૩૨૫

રવી ઉગતાં નાવીકની દ્રષ્ટિ ગઇ વિણુા પરે

તરતી હતી એ કાષ્ટ પર બેભાન થઇ તે તો અરે
જળચર જીવો પણ તેહને ના, ના, જરી હજુએ નડ્યા
દુઃખપૂર્ણ જીવને જોઇને છે કાળ પણ પાછા પડ્યા ૩૨૬
એ રીત પણ વિણા હજુએ દુઃખથી જીવતી હતી
તે પર હવે નાવીકની દ્રષ્ટી અરે ઠરતી હતી
એ જોઇને હંકારીઉં છે વહાણ વિણાની ભણી
હરખ્યા ઘણું નાવીક તો એ ભેટ ઉત્તમ તો ગણી ૩૨૭
વીણા નિકટ નાવીક તો એ વેગથી આવી ગયા
જોઇ સ્વરૂપે સુંદરી વિસ્મય અરે તેથી થયા
હાલે નહી ચાલે નહી શબવત હતી એ સુંદરી
તે જોઇ નાવીકો ધસ્યા હોડી જરા આઘી કરી ૩૨૮
લીધી પછી ધીમી રહી હોડી મહી એ સુંદરી
વિચાર કરતા શ્વાસ છે હજુએ જીવે એ સુંદરી
બોલ્યા વીના ધીમે રહીને શુશ્રૂષા કરતા હતા
અતિ આસ્તે ગરમીની અરે એ આંચતો દેતા હતા ૩૨૯
આશા પડી જીવ્યા તણી નાવીકને વીણા તણી
તેથી અરે નાવીકમાં તકરાર જામી ત્યાં ઘણી
નાવીક ૧—વળી એક કહેતો હું વરૂં આને અરે અહીંથી જઈ
મુજ રૂપને મળતી મળી મારા મહી ખામી નહી ૩૩૦
નાવીક ૨—કહે એ જાગશે તવ મુજને એ માગશે
શું રૂપ મારૂં છે નહિં એ દેહ મુજને આપશે

**નાવીક ૩**–કહે એ ભાઈઓ ? તમ ઘેર સ્ત્રીઓ છે વળી
હું તો હજુ વાંઢો રહ્યો હો તેહુથી અર્પણ કરી ૩૩૧
લઢતા પરસ્પર તે વળી કરતા ઘણું તોફાન તો
વિણા કશું જાણે નહી તે તો ઉંઘે બે ભાનથી
થોડી ઘણી ઘડીઓ જતાં ચક્ષુ વીણાનાં ઉઘડયાં
ચોપાસ દ્રષ્ટિ ફેંકીને નયનો વળી પાછાં બીડયાં ૩૩૨
ચુપકી ધરી નાવીક ત્યાં બેઠા વળી આઘા ખસી
મનમાં ઘણા રાજી થતા ને તાળીઓ લેતા હસી
પુરી હવે જાગ્રત થઈ વિણા ઉઠી હોડી મહી
ચોપાસ સાગર ઘુઘવે અવની કહાં દેખી નહી ૩૩૩
નાવીક દીઠા ત્રણ તહાં મૃદુ હાસ્ય હસતા હતા
વિણા તણા નિર્ભય થતાં અવયવ બધા ખીલે જતા
**વિણા**–વિણા વદી એ ભાઇ કહો હું શી રીતે આવી અહીં
જીવનતણા દાતા તમે હું ઓળખું તમને નહી ૩૩૪
**નાવીક**–નાવીક વધા એ સુંદરી જળમાં તણાતી જોઇને
લીધી અમે તાણી તુને મરતી બચાવી જોઇને
**વીણા**–ઉપકાર માનું આપનો આ નાવડું કયાં જાય છે
ઉતારશો કયાં મુજને એના વિચારો થાય છે ૩૩૫
**નાવીક**–ફીકર તજો એ સુંદરી ના કષ્ટ તમને આપશું
અમ ત્રણ જણામાંથી તમોને રૂડી રીતે રાખશું
**કર્તા**–વાણી સુણી નાવીકની વિણા વળી મુર્છીત થઇ

રે હાય ? દુઃખમાં કયાં જીવી કહીને વળી સુઇ ગઇ ૩૩૬
કો વાર એ સ્થીતી રહી પાછી ઉઠી ડરતી દીલે

વિણા–વિચાર કરીને તે વદી વળી કંપતી વદને વીલે
હા ના કહું જો અહિં વળી સાગર મહી એ નાખશે
આ દુઃખમાંથી કોઇક દીન શુભ સુખનો એ આવશે ૩૩૭
માટે વદી વીચારતી ઓ ભાઇ સાચુ વેણુ છે
તમ ઘેર આવું હું એ સત્ય મારૂ કહેણુ છે
સુખ રૂપ મુજને સાચવી તમ ઘેર મુજને લઇ જશો
કરશે ભલુ ભગવાન તો સુખીઆ વળી આપે થશો ૩૩૮

કર્તા–નાવીક માની મોદ મન હુંકારતા હોડી ગયા
વીણા તણી સંભાળ તો રસ્તે જતાં લેતા ગયા
જળ માર્ગ કાપ્યો કંઇ દીને આવી ગઇ અવધી હુવે
ઓ આવીયું છે શહેર આ કહેતાં પહોચ્યાં બંદરે ૩૩૯
લંગર કર્યું બંદર પરે નાવીક ત્યાં ઉતર્યા ત્રણે
પહેરાવીઓ નર ડરેશ તો અંગે અરે વિણા તણે
નાવીક ઉતર્યા ત્રણ તહાં ચોથી વીણા નર વેશમાં
હતો કાયદો જડતી તણો નવું આવતું જે દેશમાં ૩૪૦
બંદર પરે પગ મુકતા પકડયાં ચીકીત્સા કારણે
નીહાળી ત્રણેને કાઢીઆ આવી વીણા ત્યાં આગળે
વિણા તણા શ્રી ચેનથી અધીકારી વિસ્મય થઇ ગયો
બોલી શકયો ના તેજથી આભો બની ઉભો રહ્યો ૩૪૧

પકડાઇ વીણા જોઇને નાવીક ગયા ત્યાંથી ખસી
અધીકારીના કરમાં અહિં વિણા હવે આવી ફસી
ત્યાંથી વિણાને લઇ ગયો અધીકારીએ ઉપરી કને
વીણા તણી ત્યાં શી દશા કહુ સાંભળો ત્યાં જે બને ૩૪૨
પોતે થઇ સ્ત્રી વેશમાં અધીકારી આગળ જઇ ઉભી
સૌન્દર્ય તેનું જોઇને શું તે શકે તેને દુભી
અધીકારીએ પુછતાં તહાં વિણા વદી સાચુ બધું
જે જે વીતી નીજ દેહને તે તો કહી દીધુ બધું ૩૪૩
રંભા સમી વીણા હતી સર્વાંગ કોમળતા વસી
ફીકાશ મુખ પર મારતી પણ તેજમાં બીજો શશી
**અધીકારી**–અવની વીશે કો સુંદરી વિધીએ કદી સરજી હશે
અધીકારી મન શંસયવસ્યો અહિં મેંનકા આવી હશે૩૪૪
**કર્તા**–તેજે ગયો અંજાઇ તે નીજ ભાન ભુલ્યો દેહનું
અધીકારમાં હરદમ રહેતું તૃસ ભેજુ લેહનું
નિર્દોષ બાળાઓ કંઇ આ દુષ્ટને કર આવતી
થતાં શીયળનો ભંગ તેતો તે પછી છુટી જતી ૩૪૫
વિણા તણી પણ એ દશા એ દુષ્ટ કરવા ધારતો
બીજી બધી સ્ત્રીઓ સમી વિણા અરે વિચારતો
નિશ્ચય કરી મનથી અરે વિણા તણી પાસે ગયો
**અધિકારી**-ઝાલી ખડગ વ્હાલી કહી વિણાતણો જઇકર અહો૩૪૬
રાતી કરી ફીકી નયન માતી સીંહણ જેમ ઉચરે

**વિણુ**–પાપી ઉભો રહે દુર કહી લાત દીધી જઇ ઉરે
**કર્તા**–છેટે જંઈ ઉભી પછી શું થાય છે જોતી વિણુ
જ્યમ પારધી પાસે મૃગી ત્યમ કંપતી ઉભી વિણુ ૩૪૭

અપમાન અધીકારી તણું થાતાં ભરાયો રોશમાં
બંધન કરી કારાગ્રહે વિણુ તણુ એ દેશમાં
શીયળ સલામત રહી જતાં વિણુ ગઇ રાજી થઇ
નીજ ધર્મની રક્ષા થતાં એ દુઃખ ના લાગ્યું કંઇ ૩૪૮

કારાગ્રહે પણ ના ભુલી કુન્દન તણા એ નામને
અતી દુઃખમાં એ માનતી એ નામને આરામને
હરદમ હૃદયે ફરતી જતી કુન્દન તણી ઘટમાળને
આલેખી મુર્તી અંતરે વિતાવતીએ કાળને ૩૪૯

કોઇ દિન જેલર આવીને સમજાવતો વિણુ ખરે
**જેલર**–ઓ સુંદરી આ દુઃખમાં રહેવું તુને ગમતું અરે
જો માનશે મારૂં કહ્યું તો કષ્ટ આ તારૂં જશે
આ નર્કમાંથી નીકળી સુખેશ્વર તારૂં થઈ જશે ૩૫૦

**વિણુ**–વિણુ તહાં બોલી વળી શું બાયલા બેસે અહિં
સીંહણ ખરી આ જાણજે શીયાળવી આ છે નહિ
એ સુખ કરતાં દુઃખ આતો સો ગણું સારૂં ગમે
જો વાત ખોટી ઉચ્ચર્યો તો મોત તારૂ અહિં ભમે ૩૫૧
**જેલર**–તું માન મુગ્ધા કહુ ફરી સ્વાધીન થા અધીકારને
કળથી નહિ માને કદી તો બળ કરશું ધારીને

જો વિચારી દિલમાં અહિં કોણ તારૂં છે વળી
પુરી તુને રંજાડશું અહિંયાં અમે ટોળે મળી ૩૫૨

વિણા—વિણા વદી ત્યાં બળ થકી એ દુષ્ટ ઝાઝું બોલમાં
કળબળ અહિં તારૂં નહી ચાલે કદાપી દોરમાં
નવ જાણજે અહિં કોણ છે બેલી સહુનો રામ છે
મુજ વાળ વાંકો નહિ થશે તુજ ખોટી એ ઉપાય છે ૩૫૩

અધીકારી—બતલાવ રંડા રામ તું અહીંઆં વસીને કયાં રહ્યો
બોલાવ ને અહિં હોય તો જે રામ તેં મુખે કહયો
નહી તો હવે સ્વાધીન થા મિથ્યા તજી વિવાદને
કર્તા—કહેતો અચાનક આવીઓ અધીકારી એવી વાતને ૩૫૪

ફડ ફડ ધ્રુજી વિણા રહી સંભારતી શ્રી ઇશને
વિણા—ઓ તાત લજ્યા રાખજે કહેતી સમરે જગદીશને
તારી સીતા ને દ્રૌપતી એ તો બધી સતીઓ હતી
અણીને વખત તેની પ્રભૂ લાજ રાખી તેં જતી ૩૫૫

હું પણ હજુ છું તેમની અનુગામીની પકરજ વળી
કુન્દન વિના કો નર ભણી ના સ્નેહની દ્રષ્ટી કરી
એ સત્યના શાક્ષી પ્રભુ છો એકલા અહીંઆં તમે
તો મારજો કે તારજો કરજો દશા તમને ગમે ૩૫૬

કર્તા—વળી હાથ જોડી કરગરી કહેતી હતી અધીકારીને
અબળા તમારી ગાય હું જીવતી મુકો એ ધારીને

અધીકારી અંતર રોષ છે ના હાદ અંતર ઉતરી
દાખલ થયો તે જોસમાં કંઇ ક્રોધ આવ્યો ઉભરી ૩૫૭

અધીકારી:-

વહીઓ વળી તે ક્રોધથી હું કેશરી તું ગાય છે
આ સિંહના પંજા થકી છુટી હવે ના થાય છે
જો જીવવું માને અહિં તો સત્ય મારૂં માનજે
આલીંગનો દઈ આવનવાં તુજ અંતરે બેસાડજે ૩૫૮

કર્તા—ખણુતી ભુમી વામા ખડી આ વેણુ વસમા સાંભળી
વિણા—જાણ્યું હવે જીવન તણી આવી ગઇ છેલ્લી ઘડી
કર્તા—અધીકારીએ આ મઉનનો કંઇ લાભ સીધો લેઇને
વળગ્યો જઇ વિણા કરે નીજ શસ્ત્ર છોડી દેઇને ૩૫૯
ઝબકી ઉઠી વિણા હવે અધીકારીના આ કૃત્યથી
તરછોડતી કર તે વદી દૂર પાપી રહે દુષ્ટ કૃત્યથી
ચોઢ્યા તમાચા ચાર કંઇ વિણા થઇ આવેશમાં
એ કામની કાળી તણા બદલાઇ છે કંઇ વેશમાં ૩૬૦
અધીકારી પણ આવેશમાં રૂપે થયો પુરો હવે
લઇ બાથમાં નાંખી ભુમી અબળા અબળ ત્યાં શું કરે
વિણા—પોકારતી વિણા અરે કંઇ ચીસ પાડી કારમી
આવો બચાવો કોઇ મુજ લાજ લુટે પારધી ૩૬૧
કર્તા—આ શબ્દ જ્યાં નીકળ્યા તહાં કો સાદ લાગ્યો થાંભવા
સાર્ધ—પાપી સબુર ઝર હું હવે તુજ કૃત બદલો આપવા

હું આવીઓ અહિંઆં હવે એ સુંદરીને રક્ષવા
તુજ તારને પુરો હવે હું આવીઓ અહિં ભક્ષવા ૩૬૨

કર્તા—અધીકારી નીરખી દ્વારમાં કો વસ્ત્ર કાળાં પહેરીને
વળી શસ્ત્રથી સંજીત થઈ દીઠી ભીષણ એ મુર્તીને
તે વ્યકિત ને અધીકારીની દ્રષ્ટિ હવે પુરી મળી ૩૬૩
અધીકારી લજ્જીત થઇ ગયો નીજ શસ્ત્ર છોડી તો દીધાં
તે વ્યકિત ચરણે હવે અંગો બધાં સોંપી દીધાં

**અધીકારી—**

મહારાજ કરીને મહેર મુજને તો અભયવર આપજો
હું પાપીઓ પુરો બન્યો મુજને હવે જીવાડજો ૩૬૪

કર્તા—રાજા હતા એ નેક ન્યાયી ધર્મના વળી સ્થંભ તો
જાતે નિહાળી કાઢતાં નીજ રાજ્યનો જે દંભ તો
એ રીતથી નિહાળતા ચર્ચા અહિં આવ્યા હતા
વળી વેશધારી ગુપ્ત એ વળી કૃષ્ણ વસ્ત્રો ધારતા ૩૬૫
રાજા કંઇ બોલ્યા નહી આ વખ્ત તો અધીકારીને
બોલાવીને અનુચર કને જેલે પુરાવ્યો ધારીને
વિણા હતી જે જેલમાં તેને હવે મુર્છા વળી
આ દ્રષ્ય તો જોતી હતી નિર્ભય પણે શાંતી ધરી ૩૬૬

રાજા—રાજા વિણા પાસે ગયા કહી ધર્મની ઓ દીકરી
નિર્ભય હવે તું છે થઈ તુજ વાત કહે માંડી કરી

**કર્તા**—વિણા હવે નિર્ભય થઇ નીજ વાત વીતક કહી બધી
તે રાયને ઉતરી ગળે ઉપજી દયાની લાગણી    ૩૬૭
તે જેલથી કાઢી વિણા સાથે લઈ રાજા ગયા
વિણા તણા ઉચાટતો હલકા હવે થોડા થયા
કુન્દન તણો પણ પ્રેમ એ વિણા હજુ ભુલી નતી
કુન્દન તણા દર્શન તણી ચિંતા ઉરે હજુએ હતી ૩૬૮
અધીકારીને જેલર તણો કરી ન્યાય રાજાએ વળી
દઇ દંડ ભારે તેમને હદ પાર તો દીધા કરી
તેથી હવે એ દુષ્ટ તો વિણા પરે બળતા હતા
વિણા ફસાવા પાસમાં કંઈ દાવ તે શોધે જતા    ૩૬૯
રણવાસમાં વિણા રહી થઇ શિક્ષકારણી તણી
રાજા અને રાણી અરે મમતા ધરે તેથી ઘણી
સદગુણની શુભ છાપ તે પરીજન પરે પાડી દીધી
તેથી કૃપાતો રાયની ત્યાં મેળવી સ્હેજે લીધી    ૩૭૦
રાણી વીણાની સાથમાં અભ્યાસ સંગીતનો કરે
રાજા અને રાણી તણું સંગીતમાં મનડું ઠરે
કો દીન રાજા રાણી જઇ ઉદ્યાનમાં બોલાવતા
મીઠી મધુરી લહેરમાં પાસે વીણા ગવડાવતાં    ૩૭૧
સંધ્યા સમે આવાસમાં વીણા હતી તો એકલી

**અનુચર**—

અનુચર વદયો ત્યાં શ્વાસભર દોડી તહાં આવ્યો વળી

તેડાવતાં એ બેન તમને રાય રાણી બાગમાં
મીજલસ મળી સંગીતની વિવાદ પડીઆ રાગમાં ૩૭૨

કર્તા–તૈયાર થઈ વીણા તહાં જાવા અરે ઉતાવળી
ગાડી હતી તઇયાર તેમાં શાંતિથી બેઠી ઠરી
પંથ કાપતી ગાડી જતી ત્યાં બેફીકર વિણા હતી
અંધકારતો વધતો જતો તેથી ન ગમ પડતી હતી ૩૭૩

કંઇ વારે ગાડી આવી ભર જંગલે ઉભી રહી
ઉતરી વીણા જુવે તહાં તો બાગને દીઠો નહી
ગાડી વળી પાછી ગઇ વિણા રહી અહિં એકલી
સમજી કપટ આતો થયું મનમાં ગઈ તેતો ડરી ૩૭૪

બે વ્યકિતઓ આવે નીકટ અંધકારમાં નજરે પડી
વિણા–કર સ્હાય ઓ તું ઇશ્વરા! મનથી અરે તે બડબડી
છે વ્યક્તિઓ ત્યાં આવીને વિણા સહે વદતી ઉભી

અધીકારી–જેલર—

લે સુંદરી તું ઓળખી અમને ઘણી તું તો ડુબી ૩૭૫
અધીકારી ને જેલર અમે અહિં છેતરી તુ લાવીઆ
તુજ સંગ અહિંઆં આજ તો મન રંગ રમશું ભાવીઆ

કર્તા–કહી એમ ઝાલી કર થકી વિણા રડે બે પ્રાટ તો
તેવે સમે કંઈ કંઇ દુર પગરવ સુણ્યો ત્યાં આવતો ૩૭૬
દુષ્ટો સુણી વિસ્મય થયા ખાંધે કરી વિણા ગયા
તે ધાડ પાડુઓ હતા દુષ્ટો તણી કેડે થયા

વિણા સૂહે એ દુષ્ટને પકડી લીધાં જાતાં વળી
સામા થતાં તે બેઉની ઘાતો વળી જાતાં કરી   ૩૭૭

વિણા હવે રહી એકલી તેને લઇ ચાલી ગયા
સુંદર મળ્યો આ ભક્ષ તો તેથી ઘણા રાજી થયા
રવી ઉગતા શણગાર સહુ તનથી વિણા છીનવી લીધા
કરવું હવે શું તેહના કરતા વિચારો તે ઉભા   ૩૭૮

વિણા—વિણા વદી હીંમત ધરી એ ભાઇ તમ ધંધો જુદો
પકડાઇ જશો નિશ્ચય તમે રાખશો જો મારો મુદો
કોમળ શરીર છે માહરૂ તમ જંગલે રહેવું સદા
રૂપ માહરૂ જોઈ વળી કોઈ રાખશે તમ પર સદા ૩૭૯
માટે મુને વેચી તમે લઇ દામ લ્યોને રોકડા

કર્તા—વિચાર આ અઉનો ખર્ચો વેશો સુણીને આવડાં
બે વેશ બદલી લઇ વીણા ચાલ્યા વળી તે શહેરમાં
ગુણકા ગૃહે વેચી વીણા લઇ દામ ચાલ્યા લહેરમાં ૩૮૦
ગુણકા મને મોહીત થઇ આ સુંદરીને જોઇને
ઘર બહાર ના દેતી જવા લલચાવતી નર કોઇને

ગુણકા—કુકર્મ કરવા કરગરી ગુણકા વળી કહેતી હતી

વિણા—ત્રણ માસનું વ્રત માહારે વિણા વળી કહેતી હતી ૩૮૧

કર્તા—છટકી જવાનો લાગ કંઇ વિણા વળી ગોખે જતી
ગુણકા બની અદલ હવે છુટી જરા મુકતી નથી

ગુણકા—ગુણકા હવે વીચારતી મુજ પાસ મીથ્યા જાય શું

રંડા મુને ગઈ છેતરી ભીખારી કરીને જાયશું   ૩૮૨
છે બેલી તેનો કોઇ ના માસ વીના તેને અહિં
બળથી હવે ધંધા મહી જોડુ હવે છોડુ નહી
કર્તા–વિચાર એવો તો કરી એક  યારને જઈને સાટવ્યું
ગુણકા–નિશા સમે તું આવજે તેને જઈ પોતે કહ્યું  ૩૮૩
કર્તા–નિશા પડી કરી રોશની સમજાવવા વિણા અરે
ગુણકા–તું માન મુગ્ધા માહ્યરૂ શાને રીસાઇ તું ખરે
નિત્યે નવા જે  આવતા તે યારને રીઝાવવા
તે આપણું છે કર્મ આજે શું પડે સમજાવવા  ૩૮૪
વિણા–વિણા વદી ગુણકા હવે મુજપાસ ના વદતી વધુ
હું કર્મ તારૂં જાણુતી જોતી વળી બેઠી બધુ
તુજ દેહને અડવા થકી  અસ્પૃશ્ય પણ અભડાય છે
તુજ કર્મ એવું છે કુડુ રંડા  કંઈ શરમાય છે  ૩૮૫
કર્તા–ગુણકા વળી ત્યાંથી ઉઠી વિવાદ મીથ્યા જાણીને
પરભારી જઇને યારને બોલાવી લાવી તાણીને
વિણા તણા આવાસમાં એ યારને તો મોકલ્યો
એયારનો પણ કાળતો આવી અહિં આજે મળ્યો ૩૮૬
સાંકળ દીધી અંદર તણી વળી બહાર તાળુ દઇ દીધુ
વિણા ગઇ ચેતી હવે ઝટ ફેરવી પાસુ દીધુ
કર્તા–કપટે વદી વિણા તહાં આવો છબીલા છેલ ઓ
લાવો શરાબો અવનવાં કરીએ અનેરી સ્હેલતો   ૩૮૭

કર્તા—શીશા વળી સરાબના દાસી મુકી ગઇ ક્યારની
પ્યાલી ભરીને ચારને પાઇ દીધા કૈ વારની
નિશો ચઢયો બે ભાન થઇ એ ચાર અવનીતો પડયો
પાસે હતુ ચપ્પુ વિણા કંઈ ઘાટ તેથીતો ઘડયો ૩૮૮

વળી બાંધી તેની ગાંસડી બારી થકી ફેંકી દીધો
રવી ઉગીયો છે ત્યાંસુધી પોલીસ પત્તો તો લીધો
અધીકારીઓ ગુણકા ગૃહે રવી ઉગતાં આવીયા
તોયે હજુ વિણા તણા આવાશ તો નવ ઉઘડયા ૩૮૯

બ્હારથી પોકારતા અધીકારીઓ પુર જોશથી
વિણા—વિણા વદે અંદર થકી એ ખુન મારા દોષથી
પણ બારણું ખોલું નહી રાજા અહીં આવે નહી
સત્વર થકી બોલાવજો રાજા હવે આવે અહીં ૩૯૦

કર્તા—અનુચર જતાં રાજા વળી આવી પહોંચ્યા ત્યાંય તો
ઝટ બારણું ખોલી દીધુ રાજન પધાર્યા ત્યાંયેતો
વિણા મહીથી નીકળી રાજન થયા વિસ્મય બહુ
રાજા—નિરખી વદયાઓ દીકરી શું બન્યું તે કહે સહુ ૩૯૧

તુજને હતો હું ખોળતો કો દુષ્ટ તુજને લઇ ગયા
તું નામ દે એ તેહનું તજીને હવે અંતર દયા
વિણા—પીતા વીતી મુજ શીર તે લાંબી કથા તે છે બહું
ચાલો હવે મુજ માતને મળીને કહુ ત્યાંતો સહુ ૩૯૨

કર્તા—રાજા અતિશય મોહમાં વિણુ લઈ ચાલ્યા ગયા
ગુણકા તણા પુરા હવાલે તે પછીથી થઇ ગયા
બીજા પાપ પશ્ચાતાપથી તેને વળી મુકતી મળી
ગુણકા થઇ સંન્યાસીની બ્રહ્મજ્ઞાનમાં તે ગઇ ગળી ૩૯૩

પ્રીય પાઠકો આરામ લ્યો આજે કથા આ સ્ટોપ છે
કરશું અધુરી પુરી છઠા ભાગમાં નવી નોક જે
કહે દઃસ જોઇતારામ તો અતિ રસભરી વાતો વળી
તે વાંચશો તો જાણશો વાતો બધી જ્ઞાને ભરી ૩૯૪



# વરઘેલી વિણા-

યાને

# -પ્રેમી કે પાગલ

## ભાગ ૬ ઠ્ઠો

કર્તા—લખી પત્ર કુન્દનલાલતો વિણા વિણા કરતો ગયો
પાપી પીતાને રોષથી ફીટકારતો તે તો ગયો
અહીં આજ અમદાવાદતો મનમોદ ત્રીકમલાલને
પહેરામણી લઇશુ પુરી પરણાવી કુંન્દનલાલને ૩૯૫
કુન્દન રહ્યા છે મીત્રને ત્યાં એટલું એ જાણુતા
ધાર્યું થશું પોતા તણું તેથીજ આનંદ માનતા
કુન્દન તણું માગુ સ્વીકારી લગ્ન પણ લીધું હતું
વિવાહનું સીધું અરે તઇયાર પણ કીધું હતું ૩૯૬
કુન્દન તણાં થાતા પીતા વિવાહના ઉમંગમાં
પરીજન સહે આનંદમાં રહેતા હતાં કંઇ રંગમાં
પહેરામણુ તણા હજાર ત્રણ અહીં રોકડાતો આવશે
વળી પાઘ પેટે કંઇ બીજુ વેવાઇ તો પણ લાવશે ૩૯૭

હવે લગ્નના આડા રહ્યા દીન ચાર માટે ચેતવું
રીસાયો કુન્દનલાલતો એ તેડવા મારે જવું.
અહીં માંડવો ચોકી દીધો અહીંઆં ન કુન્દનલાલતો
પઈઠણુ તણા પઈસા પડયા નહી વાયદો છે કાલનો ૩૯૮

વિચારે ત્રીકમલાલતો મણીલક્ષ્મી સહ બેઠા હતા
ગોષ્ટી અરે વીવાહુ તણી પતી પત્ની બે કરતાં હતાં
ત્યાં પોસ્ટમેને પત્ર એકજ અત્રે આવી આપીઓ
મણીલક્ષ્મીએ ઉતાવળે પતી પાસ તે વંચાવીઓ ૩૯૯

એ પત્ર ફોડી પ્રેમથી કાગળ મહીંથી કાઢીઓ
તે તર્ત ત્રીકમલાલેતો ચસ્માં ચઢાવી વાંચીઓ
છાયા હતી ઉલ્લાસની એ પત્ર પહેલાં ફોડતાં
ઉડી ગઈ એતો હવે એ પત્ર પુરોં વાંચતાં ૪૦૦

મણીલક્ષ્મી પણ ચેતી ગઇ પતીની ગતી આ જોઇને
ના બોલતા મુખે જરી નયનો રહ્યા છે રોઈને
ડુમો ભરાયો અંતરે ના શબ્દ મુખથી ઉચરે
પણ ફકત ધારા અશ્રુની નયનો થકીતો નીકળે ૪૦૧

ઘડી બે ઘડી એવી જતાં મુર્છીત ત્રીકમલાલતો
થઈને હવે ધરણી ઢળ્યાં બનીને પુરા બે હાલતો
આશ્વાશના મણીલક્ષ્મી તો કરતાં તહાં બેસી રહ્યાં
આ વાત જાણી કંઈ જનો જોવા વળી ભેગાં થયાં ૪૦૨

જન કે વદે હીસ્ટીરીઆ આનંદનો આવી ગયો
વળી કો વદે વાયુ ચઢયું આ રોગ હમણાં ઉદભવ્યો
માટે કરો આશ્વાશના શાંતિવળી હમણાં જશે ।
અનુભવ પ્રમાણે સઉકહી ખરી વાતથી અજાણુ જે ૪૦૩

વેરાઈ ગયા લોકો હવે મુર્છિત ત્રીકમલાલ તો
તે ગાઢ નિંદ્રામાં સુતા મણીલક્ષ્મી બેઠાં પાસ તો
ત્યાં સ્વપ્ન ત્રીકમલાલને નિંદ્રા મહી તો આવીયું
જાણે ગયો આત્મા ઉડી યમરાજ તેડુ આવીયુ ૪૦૪

યમદુત મુસ્કે ટાટ ત્રીકમલાલને બાંધી લીધો
હાથ પગે જંજીરથી તેને વળી જકડી લીધો
મુગદળ તણા પછી માર કઠે મારતા યમદુત તો
આશ્ચર્ય સઘળુ આજ તો આ કાળ જાણે લુટતો ૪૦૫

ત્રીકમ—વળી એજ ત્રીકમલાલ તો પોકારતો કંઈ કરગરે
શા માટે મુજને મારતા તે બાપુ કહોને કંઇ અરે
યમદુત ત્યારે બોલતા યમરાજ પાસે ચાલ તું
ત્યાં ન્યાય તારો તો થશે ના વાત કર અહિં ફાલતુ ૪૦૬

કરી એમ ત્રીકમલાલને યમદુત બાંધી ગયા
વળી નર્ક કુંડે તેહને નાખી બધા જાતા રહ્યા
લાખો જીવો તેમાં હતા તે માંહી ભેગા નાખીયા
પાપી જીવોને એ રીતે એમાં ઉતારા આપીઆ ૪૦૭

એ નર્કની કહું યાતના સુખ. દુઃખ સરવે સાંભળો
સમજો જનો કુકર્મ છોડી કર્મ સારાં કંઈ કરો
વિશાળ છોબંધ કુંડ એ વળી નર્કનો બાંધ્યો હતો
તેમાં વળી લક્ષા વધી જીવો તણો છો જય થતો ૪૦૮

મળ મુત્રને કાદવ વળી કહી પુર ત્યાં તે પુર્યો હતો
વળી કાટ વીંછી સર્પનો જમાવ તેમાં તો હતો
ચટકા ભરી દુઃખ દે અતી જીવના છતાં એ જાય છે
ખુબી ભરી ત્યાં એટલી એ જાણી આશ્ચર્ય થાય છે ૪૦૯

કો જીવ ત્રાસી દુઃખથી કદી કુંડ પર ચઢવા જતો
ઉપર દુતો ઉભા હતા એ માર મુગદળનો હતો
ધકકો દઈને પાડતો પુરેપુરા રંજાડતો
ખદબદ થતા જીવો બધાના રહેમ કોઇ લાવતો ૪૧૦

કંઇ કાળ એમાં વહી જતો દુઃખથી ઘણા ત્રાસી જતા
કીટ સર્પ વીંછી દેહને ફોલી વળી તો નાખતા
આ દુઃખ ત્રીકમલાલ તો સ્વપ્ના વિશે સ્હેતા હતા
રહ્યું હાડપીંજર એકલું તવ ધર્મ તો કહેતા હતા ૪૧૧

એ નારકી જીવો તણી લેવા ખબર આવ્યા હવે
એ ધર્મ કરીને મહેર એ જીવો પરે આવ્યા હવે
જીવો બધા ખદબદ થઈ ઉપર તરી તો આવીઆ
દર્શન કરીને ધર્મનાં કહેવા વળી તો લાગીઆ ૪૧૨

**જીવો**–મહારાજ અમને ન્યાય દઇ આ દુઃખથી છોડો હવે
અમને ફરી અવતાર દ્યો પાપો ન કરીએ તો હવે
**ધર્મ**–તવ ધર્મ વાણી ઉચર્યા વળી દુતને કહેતા હવા
જીવ એક એકે પાસ મારી ન્યાય માટે લાવવા ૪૧૩

**કર્તા**–જઇ ધર્મ તો સિંહાસને બેઠા વળી તે ન્યાંયમાં
અપરાધી જીવો નારકી શુભ ન્યાય તેનો થાય ત્યાં
હાજર કરે છે દૂત તો શુભ ન્યાય માટે જીવને
વળી એક એકે લાવતા એ ન્યાય માટે જીવને ૪૧૪

એવી રીતે એક જીવને ન્યાયાસને ઉભો કીધો
સન્મુખ રાજા ધર્મને ત્યાં પ્રશ્ન જીવે તો કીધો
**જીવ**–મહારાજ મારો શો થયો અપરાધ એવો કારમો
આ દંડ મુને નર્કનો દીધો અરે રે કારમો ૪૧૫

કોટી કર્યાં છે પુન્ય મેં બાંધી સદાવૃત અન્નનાં
તન મન અને ધનથી વળી ઠાર્યાં દુઃખો કંઈ જન તણાં
એ પુન્યના બદલા તરીકે નર્ક જો મળતું હશે
તો તો ખરી શિક્ષા મને નહિ તો ઘણો અન્યાય છે ૪૧૬

**ધર્મ**–તત્ર ધર્મવાણી ઉચર્યાં તેં પુન્ય કોટી કંઇ કર્યાં
તુજ પુન્યનાં પાનાં ઘણાં અહીંઆં સવિસ્તર આ ભર્યાં
પણ રૂ તણા રાસી મહી ચીણુગારી અગ્નીની પડી
પણ પુન્યના તુજ પુંજમાં એક પાપની રેખા પડી ૪૧૭

તુજ પુન્ય તો પરવારીઆં વળી પાપની વૃધ્ધિ થઇ
એ પાપના પ્રાશ્રીતમાં માઠી દશા તારી થઇ
જીવ–તવ જીવ વાણી બોલીયો એ ધર્મ આવું શું વદો
જે જે કર્યું મેં પાપ તો તેનું હવે વર્ણન કરો ૪૧૮

ધર્મ–કહે ધર્મ સાંભળ જીવ તું ન્યાયનું વ્રતાંત આ
ઘરડો થયો શકિત ગઈ તુજ મુખ માંહે દંત ના
ધોળાં થયાં પુણી સમાં શીર કેશ ને ડાચાં મળ્યાં
મુખે પડી છે કરચલી નયનો ઘણાં ઉંડાં ગયાં ૪૧૯

કટીમાંહીથી ભાગી ગયો વીણુ લાકડી ના ચાલતો
ખુખુ કરે ક્ષયરોગથી તૈયાર મરવા તું હતો
સીતેર વર્ષે તો તુને વૃદ્ધાઈ તો આવી હતી
તુજ નારી પણ એવે સમે તુજ ઉમરે ગુજરિ હતી ૪૨૦

તુજ પાસ પઇસો પણ હતો તેથી ઘણો મદ વ્યાપીઓ
સીતેર વર્ષે બીજીનો તેથી જ મત દર્સાવીઓ
કુળવાન પુરો તું હતો પઇસો હતો વળી એટલો
કન્યા વર્યો દશ વર્ષની પઈસો દઇને તેટલો ૪૨૧

બાળા હતી દશ વર્ષની કોમળ હતી કાયા ઘણી
ઉમર થઈ તેની જહાં પંદર પુરાં વર્ષો થયાં
તું તાડ જેવો તેહનો બેઠો થઇ પઇસે ધણી
પતી સુખને તે ઇચ્છતી જયમ જયમ વધુ દીનો જતાં ૪૨૨

પણ તુજ પાસે તેહુની ઇચ્છા ન તૃપ્તીઓ થતી
ઉગતી જુવાની તેહુની તુજ કારણે એળે જતી
એવે સમે તુજ કામની નોટીસ તો આવી ગઇ
મૃત્યુ થતાં તારૂ હવે બાળા નીરાધારી થઇ ૪૨૩

વીધવા તણા રહી વેશમાં આ વેશ ના પાળી શકી
વ્યભીચાર કીધો તું પુઠે ના પાપ એ જાણી શકી.
મન એમ રોજે વાળતી વ્યભીચારના દુષ્ટ કર્મમાં
સુખ ના દીઠુ એમાં છતાં દુખ તો લખાયું કર્મમાં ૪૨૪

વળી ગર્ભ તેને રહી ગયો વિધવા તણા એ વેશમાં
પુરી પૂજેતી તેહુની ત્યાં લાગી થાવા દેશમાં
નીજ ઠામ છોડી તે ગઇ પરદેશમાં તે એકલી
ત્યાં પુત્ર પ્રસવ્યો તેહુને પીડા ઘણી અંગે થઈ ૪૨૫

કોમળ ખીલેલા પુષ્પ સમ એ પુત્રની કાંતી હતી
પણ તેહુની લાંબી ઘડી જીવ્યા તણી નિર્મી ન'તી
સ્ત્રીએ કરીને હૈયું કઠણુ તે બાળ કંઠે નખ દીધો
નિર્દોષ એવા બાળનો જીવ તો સ્હેજે લીધો ૪૨૬

મારતી વખત એ બાળની ચીસો કરૂણુ કંઇ સાંભળી
ઘાતક પશુઓ વનનાં રડતાં હતાં એ સાંભળી
મૃત દેહ એ શીશુ તણી નાખી દીધી જંગલ મહી
એવી રીતે તુંજ પાછળ હત્યા તણો ટોટો નહી ૪૨૭

કૈં બોલ જીવ તું કયાં હવે તુજ પુણ્ય તો ઉભુ રહે
તુજને થતી શીક્ષા હવે તે ન્યાયની કે નહિ કહે ?
જીવ-તવ જીવ ત્યાં વાણી વદયો અપરાધ મારો એ ખરો
કર્તા-આજ્ઞા થઇ ત્યાં ધર્મની આને જઇ પુરો કરો ૪૨૮

## બીજા જીવનો ન્યાય

કર્તા-તવ જીવ બીજો લાવીને ઉભો કીધો ન્યાયાસને
જીવ-જીવે વળી પુછ્યું તહાં શા કારણે નાખ્યો મને
ગાયો તણા કંઇ દાન મેં મરતી વખત દીધાં હતાં
વિપ્રો અને કો સંતને ભોજન ઘણાં દીધાં હતાં ૪૨૯
કહો ધર્મરાજા પુણ્ય એ મારૂં હતું સતકર્મનું
પાનું ગયું મારૂ અરે ફાટી કહો શું ધર્મનું
ધર્મ-ધર્મ કહે એ પુણ્ય તુંજ અહિંઆં પુરેપુરૂ લખ્યું
પણ પાપ બીજું તાહ્યરૂં સાંભળ અહિં આજે લખ્યું ૪૩૦
કુળવાન તું પુરો હતો તુજ જ્ઞાતીમાં સુખે વળી
પટલાઇ કરતો પંચની જ્યાં ત્યાં જઇ તું તો ખરી
ધંધો ન ધારા કંઈ નહિ ઉધાંચતાં કરતો હતો
મંડાવતો છંડાવતો વળી લાંચ રૂસ્વત કંઇ લઈ ૪૩૧
તુજ પુત્ર એકજ તો હતો વર્ષો વળી તે આઠનો
વાતો થઇ વિવા તણી મોભો ધર્યો તેં ઠાઠનો
કુળવાનતાનું પુંછડું તુને વળી લાગ્યું હતું
લેવા અરે એ પુત્રનું અતિ હામથી માગુ થતું ૪૩૨

પૈઠણુ તણા કંઇ દામ તું મોઢું ભરીને માગતો
વળી આપતા તે તો છતાં વધતું મળેથી ભાગતો
તુજ પુત્રની એવી રીતે જાહેર હરાજી તેં મુકી
છેવટ વરસ પંદર તણી કન્યા હવે પરણી ચુકી ૪૩૩

ઉમર ભરી કન્યા હતી મારે મદનને ઝુરતી
રંભા સમી એની હતી સર્વાંગ સારી મુરતી
અંગો ખીલ્યાં તેનાં હતાં જોબન ઝુરી વીતાવતી
પીયુ પાસ નિશાએ રતી સુખ માટે આવતી ૪૩૪

તુજ પુત્ર નાનો બાળ તો રમતો ફરે રસ્તા મહી
નીજ નારીને "ઓ બેન ઓ" બોલાવતો એવું કહી
નારી ઘણી હીજરાય છે એ કંથના કૃત્યો થકી
રતિપાઠ નારી શીખતી પતિ પાસ પહેલી ચોપડી ૪૩૫

ઘરમાંહી ખાવા સ્ત્રી કને તે માતૃભાવે માગતો
કટાક્ષ કરતી સ્ત્રી કદી તો ચીસ પાડી ભાગતો
નારી તણું હઇયું બળ્યું આવા પતીના સંગથી
મનડું હવે તેનું ચળ્યું પુરા મદનના રંગથી ૪૩૬

કો છેલ છબીલા સાથ તો વાતો વળી કરતી હવે
એ ક્રમ થકી જોડાઇ છે વ્યભીચારમાં જોડાઇ તે
મહા ઘોર પાતક એ ગણ્યું વ્યભીચારનું શાસ્ત્રો મહી
કોટીક પુન્યો કંઇ કરો એ પાપ ધોવાએ નહી ૪૩૭

નિર્દોષ બાળા તે હતી વ્યભીચારમાં જોડાઇ ને
પાપો કર્યાં એ એકઠાં વળી લાંચ રૂશવત ખાઇને
તુજ કૃત્યનો બદલો બધો અહિંઆં તુને મળતો ખરો
તુજ પુન્ય તો પરવારીયું ને પાપનો ફુટયો ઝરો ૪૩૮
**કર્તા**—નીચું કરી મસ્તક હવે ના જીવ વાણી તો વદયો
**ધર્મ**—નાખો જઇને નર્કમાં એ ધર્મનો હુકમ થયો

## ત્રીજા જીવનો ન્યાય

**કર્તા**—તવ લાવી ત્રીજા જીવને હાજર કર્યો ધર્માસને
**ધર્મ**—તવ ધર્મ વાણીતો વદયા પુછવા તણી છુટી તને ૪૩૯
**જીવ**—તવ જીવ ત્રીજો તો વદયો ઓ ધર્મ તમને શું કહું
હું ન્યાય કે અન્યાયનો ના મર્મ અહીંઆં તો લહું
હું મૃત્યુ લોકે જાણુતો છે ન્યાય વેત્તા ધર્મતો
વળી વગવસીલો સ્વર્ગમાં ના રાખતા એ ધર્મ તો ૪૪૦
પણ આંહી આવ્યા તે પછી જાણ્યું બધુ પોગળ હતુ
ના ન્યાયનાં નીશાન મારી દ્રષ્ટીમાં કંઇ આવતું
અડસઠ તીરથ કંઈ અંગથી ચાલી ચરણ પોતે કર્યાં
વળી દેહ બોળી તીર્થમાં ઉપકાર કર્મો કંઇ કર્યાં ૪૪૧
એકાદશી જન્માષ્ટમી શિવરાત્રી કેરાં વૃત ઘણાં
ઉપવાસ લાંઘીને કર્યા પુન્યો ન આવ્યાં તે તણાં
ઉત્સવ ઘણા કંઇ ઉજવ્યા અન્નકુટ જેવા લાખ મે
શાસ્ત્રો ઘણાં વાંચ્યાં વળી નીશદીન ઘાલી કાખમાં ૪૪૨

કન્યા તણો વિક્રય કદી મેં સ્વપ્નામે કીધો નથી
નિર્ધન હતો હું મુળથી અધર્મ પંથે ના ચઢયો
તો પણ કયા પાપ્રો થકી આ નર્કમાં આવી પડયો
અન્યાયના રસ્તે કદી મેં દોકડો લીધો નથી ૪૪૩

ધર્મ—તવ ધર્મ રાજા બોલીયા ઓ જીવ તું સાંભળ હવે
તેં પુન્યની વાતો કરી પણ પાપ વાતો જો હવે
કુળવાન માતા તાતને પેટેજ પુત્રજ અવતર્યો
માતા પીતા નાનો તુને મુકીને સ્વર્ગે સંચર્યાં ૪૪૪

કુળવાન તારી જાત છે તેથી તને નારી મળી
સંસાર નાની ઉમરે તેં ચાલતો કીધો વળી
તુજ નારીના પેટે વળી એક પુત્રી તેવે અવતરી
તે જોઇને અંતર ધણીએ દાઝ આવી ઉભરી ૪૪૫

એ પુત્રીની કાંતી અલૌકિક દ્રષ્ટ જોતાં આવતી
દુશ્મન તણાં હઇડાં ઠરે રમતી હસી વળી ધાવતી
આવ્યો દીવસ છઠ્ઠી તણો કરવા વીધી રાજી થયો
સંસ્કાર તે પુરો કરી વિચાર કંઇ તે ઉદભવ્યો ૪૪૬

ખળભળ ઉકાળ્યું જળ વળી તેં બાળકી કરમા લીધી
બોળી દીધી તેમાં વળી એ સ્નાન નો કરીઓ વીધી
અંતીમ ચીસો પાડતી તુજ આપ દેતી બાળકી
નીમેષમાં સ્વર્ગે ગઇ તુજ આપ દેતી બાળકી ૪૪૭

ખ્હાનું બતાવી છુટીઓ દુનીઆ મહીંથી તું ખરે
પાનું પડયું કાળુ અહિં તારૂં ન જાએ તે અરે
ત્રીજે વરસ આશા રહી તુજ નારીને પેટે વળી
પણ માસ પુરા તો થતાં પુત્રીજ પેટે અવતરી ૪૪૮

એ પુત્રીની પણ એ દશા વીણ દોષમાં કીધી વળી
નિજ વ્હાલી પુત્રી તો જતાં તુજ નારી પણ જો કળકળી
એ રીત બે હત્યા કરી તુજ હાથથી તેં જાણતાં
કયમ નર્કમાં ના લઇ જવો ! ઉંધા શરીરે તાણતાં ૪૪૯

જીવ–તવ જીવ વાણી તો વદયો ઓ ધર્મરાજા સાંભળો
એ પાપ ના મારા શીરે જો ન્યાય-દીલથી કંઇ કરો
મુજ જ્ઞાતિમાં પઇઠણ તણો પૈસો પુરો અપાય છે
હત્યા ઘણી આવી અરે તેથીજ રોજે થાય છે ૪૫૦

પઇઠણ વિના પરણાવીએ જો પુત્રીને કદીએ અમે
કુળવાન કન્યા ના ગ્રહે ઉલટવળી અમને દમે
જોઇ સમોવડીઆ તણું ઘરવર વળી કરીએ વીવા
વળી ન્યાત બહારે મુકતા કરી બંધ ખાવાને પીવા ૪૫૧

જ્ઞાતી પટેલો અમ તણા કૃત્યો કરે કંઇ ક્રારમાં
મરજી વિરૂધે વર્તે તો રઝળે અમારાં બારમાં
માટે મહારાજા અમે પટેલો તણા એ ત્રાસથી
હલકી સ્થિતીનાં કૃત્ય એ કરવાં પડે છે ત્રાસથી ૪૫૨

નીજ વીર્યથી ઉત્પન્ન થયાં જે બાળકો તે દુશ્મનો
હુઇયા અમારાં ફાટતાં એ ધારતાં બળતાં તનો
કરવું પડે જ્ઞાતિ તણા એતો પટેલો કારણે
ગણી તેમનો ગુન્હો અરે લાવો નરકને બારણે ૪૫૩
વિચારતા વાણી સુણી દઈ ધર્મ હોઠે આંગળી
વિચાર કરવો આ ખરો હકીકત બધી એ સાંભળી
ધર્મ–તવ ધર્મ વાણી ઉચર્યા ઓ જીવ સાચું તેં કહ્યું
અપરાધ એ છે પંચનો તે ભાન મુજને તો થયું ૪૫૪
તુજ પાપનો બદલો હવે તુજને મળી ચુકયો પુરો
મળશે તુને જા જન્મ પણ કરશો નહિ ધંધો બુરો
વળી ધર્મની આજ્ઞા થતાં ત્યાં જીવ ચોથો આવીઓ
વળી એજ ત્રીકમલાલનો વારો હવે ત્યાં આવીઓ ૪૫૬

## ત્રીકમલાલના ચોથા જીવનો ન્યાય

જીવ–કહે જીવ ત્રીકમલાલનો અપરાધ મારો તો થયો
કહો પાપ મારૂં શું હતું અધીકારી હું નરકે થયો
ડાકોરને વળી દ્વારકાં જઇને ઘણા તીર્થો કર્યાં
વળી સાધુ સંતોને જમાડી દાન મેં એવાં કર્યાં ૪૫૬
મહાજન તણી વળી ટીપમાં નાણાં ઘણાં મેં તો ભર્યાં
કંગાલ રોગી દુખીયાનાં દુઃખ તો સ્હેજે હર્યાં
વળી ધર્મશાળાઓ કંઇ બંધાવી મેં તો આગમી
જળ વિણ રસ્તે ગ્રીષ્મમાં મંડાવી પરબો આગમી ૪૫૭

કોઇ દીન પૈસો નીચનો મુજ પાસ નહિ લેઓ કર્યો
ચોરી છીનાળી જો વળી સંકલ્પ ના સ્વપ્ને કર્યો
તોએ મુને આ નર્કનો અધીકારી શા માટે કર્યો
શું પુણ્યમાં આ નર્ક એ સંશય મુને ભારે ઠર્યો ૪૫૮

ધર્મ–કહે ધર્મ સાંભળ જીવ તું આ ભુલ મોટી થાય છે
વળી આખું કોળું શાકમાં તારી મતીમાં જાય છે
ગણીઆં બધાંએ પુણ્ય પણ તું પાપ ભુલી જાય છે
ના ધારને તેથી હવે તું સ્હેજ છુટો થાય છે ૪૫૯

હતો ન્યાત આગેવાન તું કુળવાનના હઇડે વસી
પંચાત કરવા પારકી જાતો હતો તું તો ધસી
એક પુત્ર તુજને તો થયો મમતા ઘણી તે પર હતી
ઉછેરીઓ તે લાડમાં દુઃખો વળી વેઠી અતી ૪૬૦

વિશેષ વિદ્યા છે ભણ્યો બુદ્ધી ઘણી બહોળી હતી
અભ્યાસના અતીશ્રમ થકી કંઇ મેળવી પદવી હતી
ઉમર થઇ તેની હતી પણ લગ્ન તેનું ના કરે
હતી પાપ બુદ્ધિ તેહમાં તારી વળી તેમાં ખરે ૪૬૧

કન્યા તણાં માગાં ઘણાં એ આવતાં તારી કને
પણ તારા સ્વાર્થ માટે પાછાં વાળતો ઉંચા મને
પૈઠણ તણા પૈસા હજુ ઓછા ઘણા પડતા હતા
હા ના કરીને કસ તમે તો કાઢતા પોતે હતા ૪૬૨

પરદેશમાં તુજ પુત્રને જાતાં વળી મૈત્રી થઇ
ગૃહસ્થ તેનીજ જ્ઞાતીના સાથે ગયા અતીથી થઇ
તે ગૃહસ્થની હતી છોકરી દેવાંગના સમ દીપતી
તુજ પુત્રના રૂપ ગુણમાં સરવે રીતે મળતી હતી ૪૬૩

નયનો મળ્યાં બન્ને તણાં હૃદયો રહ્યાં પગ દુર ના
વળી દંપતીની પ્રેમ ગ્રન્થી ત્યાં જડાઈ મુળ ના
માગુ કર્યું નીજ જાતથી એ પુત્ર નીજની સહચરી
આવ્યો જહાં તુજ પાસ તે તવ દેહ તુજની કકળી ૪૬૪

પૈઠણુ તણો પૈસો ઘણો તારે હતો એ કાપવો
અહીંથી મળે ના તુજને તું ધારતો જે જે હતો
તે માટે તે એ પુત્રનો વીવા બીજે દીધો કરી
ધીટકાર આપ્યો પુત્રને નીચાં વચન કહીને વળી ૪૬૫

તુજ પુત્ર રીસાઈ ગયો પછી તાર જુઠો તેં કર્યો
તુજ તારના પરિણામનો વિચાર ના તેં તો કર્યો
એ તાર પહોંચ્યો જેટલે તુજ પુંત્રની જ્યાં સહચરી
આપઘાત આવેશે કરી જળમાં પડી તેતો મરી ૪૬૬

શ્રાપો ઘણા દીધા તને તેં પ્રેમી જોડુ તોડીયું
તુજ સ્વાર્થના નીચ કારણે હાથે કરી મુળ કાઢીયુ
તુજ પુત્રને સંભારતી સ્વર્ગે સીધાવી તે અહા!
પડતાં ખબર તુજ પુત્રને દુખીઓ થયો તેતો મહા ૪૬૭

રટતો મુખે એ સ્ત્રી તણું શુભ નામ ને કેડે ગયો
જ્યારે ન દીઠી તેહને તજી સાથ તે પગલે થયો
નીજ પ્રેમદાને ખોળતો વળી શ્રાપ તુજને આપતો
તેતો ગયો તેતો ગયો આ નર્ક તુને નાખતો . ૪૬૮

લઈ જાઓ હુતો જીવને અતી ઘણો પાપી ઠર્યો
નાખો જઇ હુતાશને જે કુંડ અંગારે ભર્યો
કર્તા—હુકમ થતાં એ ધર્મનો લીધો એ ત્રીકમલાલને
જઇ અગ્ની કુંડે નાખીઓ કહેતાં વળી તે વારને ૪૬૯

મુકી પોક ત્રીકમલાલેતો હુતાશને બળવા થકી
સ્વપ્નુ ગયું ઉડી છતાં આ પોક સાંચીતો હતી
બેઠો થયો બેબાકળો સ્વપ્ન દીઠી વાતથી
ના મૂખ ઉત્તર આપતો રોતો હતો બેફાટથી ૪૭૦

પ્રીય પાઠકો આરામ લ્યો આજે કથા આ સ્ટોપ છે
કરશું અધુરી પુરી સપ્તમ ભાગમાં નવી નોખી છે
કહેદાસ જોઇતારામ તો ત્યાંતો હૃદય સહુનાં ઠરે
વદતો નથી અહિંઆં વધુએ આત્મ શ્લાઘાએ કરી ૪૭૧



# વરઘેલી વીણા—

યાને

# —પ્રેમી કે પાગલ

## ભાગ ૭ મો.

કર્તા—ભૃગુપુરથી પાગલ બની કુન્દન વીણા રહતો હતો
તજી ભાન એ નીજ દેહનું રેવા ત્રટે ચાલ્યો જતો
પ્રીય પાઠકો સંસારમાંના સ્નેહની સીમા રહી
અવધી અદ્યાપી કોઇએ તેની હજુ આંકી નથી ૧
જે રીતથી લયલા પરે મજનું બન્યો પાગલ અરે
જે રીતથી સીરીન પર ફરહાદ તો ઝુરી મરે
એ રીતથી કુરબાન કુન્દન આજ છે વીણા પરે
વીણા તણા અતિ પ્રેમમાં પાગલ બની તેતો ફરે ૨
ખાતો નથી પીતો નથી સુતો નથી શય્યા કરી
હરનીસ જપતો જાપ એ જયમાળ વીણાની ખરી
વીણા તુહી! વીણા તુહી! વીણા તુહી! વીણા તુહી!
મળશે કહી? મળશે કહી? મળશે કહી? મળશે કહી? ૩

ઉડતી હવામાં ભાળતો વીણા નજર નિહાળતો
શ્વાસને પ્રતિશ્વાસમાં વીણા વીણા ઉચ્ચારતો
કર્ણે પડે કલરવ કંઇ વીણા તણા તે માન તો
વળી વૃક્ષને વીણા તણી મૂર્તિ ગણી આલીંગતો ૪
પાગલ બન્યો પુરો હવે સુરા પીતાં એ પ્રેમની
અવધુત યોગી છે બન્યો કફની ધરી એ પ્રેમની
માતા પીતા છોડી સગાં ચોળી વિભૂતી પ્રેમની
અંત્તર ઉમેદો ત્યાગીને હોળી જલાવી પ્રેમની ૫
વાયુ તણા વેગે વહે પણ થાક તેને ના હતો
ક્યાં જાય છે શું થાય છે ના જાણતો તેતો હતો
દર મજલ કરતો તે જહાં જંગલ મહા જામ્યું હતું
ત્યાં આવીઓ કુન્દન હવે જ્યાં યુથ માનવનું હતું ૬
જ્વાળા જલાવી તે રહ્યાં કુન્દન નિહાળે તે બધુ
વિચારતો પાસે જતો કેતો મુખે આ શું બધું
શું યજ્ઞ કો યોગી તણો જંગલ મહી આ થાય છે
કુન્દન ભમેલા ચિત્તથી એ રીતથી ભરમાય છે ૭
પ્રીય પાઠકો તે પાછળે શું આપણે પાગલ થવું
નાના કહો તો સાંભળો જેવું હતું તેવું કહું
ના યજ્ઞ યોગીનો હતો જ્વાળા જલાવી કારમી
ડાઘુ હતા સરવે ભૂમી એતો હતી સમશાનની ૮
કુન્દન ગયો બેભાનમાં ત્યાં યજ્ઞ યોગીનો ગણી

જઈ પાય લાગ્યો સર્વને જોતો ટસે સરવે બાણી
પુછ્યું મૃદુ વાણી થકી કહો યજ્ઞ આ કોનો થતો
કો યોગીની સાનીધ્યમાં વસવું હવે હું ઇચ્છતો ૯
પરમાત્મા એ મહાત્મા જોવા તલસતો આંતમા
આદર્શ જીવન જે હતું કરી હર્ષ રહેવું સાથમાં
ગદગદીત કંઠે તે થયો વહી અશ્રુધારા જોરથી
થઈ શુન્ય દીશા સર્વ ત્યાં કુન્દન કરૂણના સોરથી ૧૦
આભા બન્યા ડાઘુ બધા આ જોઇ કૌતીક કારમું
કરીને પહેલી પુછતાં આનું કહો શું ધારવું
ઘડી એક બેને ત્રણ સુધી શાંતિ બધે સ્થાપન થઈ
પણ છેવટે ડાઘુ તણી શાંતિ હવે ખુટી ગઇ ૧૧
વિરા બન્યો પાગલ પુરો શું એટલું ના જાણુતો
સ્મશાન ભુમી આ ખરી સંસ્કાર અગ્નિનો થતો
આ ગામની બાળા નવોઢા નામની વીણા હતી
આજે સીધાવી સ્વર્ગમાં તેની ચીતા આતો હતી ૧૨
વિણા તણા એ નામને હમણા જરા ભુલ્યો હતો
ત્યાં નામ વિણાનું સુણ્યું થયો પ્રેમ વ્યાપી જાગતો
વિણા ગઈ સ્વર્ગે અહા ! વિણા ગઇ સ્વર્ગે અહા !
તું કેમ કુન્દન ! કેમ કુન્દન ! જીવતો ફરતો અહા ! ૧૩
જોતી હશે ત્યાં રાહ તું શું આમ ગાફલ રહી ગયો
તુજ કારણે વીણા ગઈ શાને છતાં તું તો રહો

જે પ્રેમ પ્યાલો તે પીધો તેં શુધ્ધ હોયે જો કદી
વિણા ગઇ તો તો હવે રહેવું જરા ઘટતું નથી ૧૪
નિજ મનથી પ્રશ્નો પુછીને નીજ તનને લલકારતો
વીણા બળે ચીતા મહી એ દ્રશ્ય નયને ભાળતો
જોતાં બધા ડાઘુ રહ્યા વીણા વીણા મુખ ભાખતો
પડતું મૂકયું ચીતા મહી વીણા વીણા મુખ ભાખતો ૧૫
ડાઘુ બધા વિસ્મય થયા હોહા કરી ઉઠયા બધા
ઉઠો બચાવો તેહને દોડી જતા એવું વદયા
કોઇ રેડતા જળ લાવીને રેણું વળી કો નાખતા
મુશ્કેલી નડતાં અવનવી ચીતા બુઝાવીને રહ્યા ૧૬
કુન્દન તણા તનને હવે તે બહાર ખેંચી લાવીયા
વસ્ત્રો સહુ દાઝી ગયાં ફોલ્લા તને થઈ આવીઆ
ના ભાન તેને દેહનું વળી પ્રાણ કંઠે આવીઆ
ઝોળી મહી નાખી દીધો સંદેહ નઝરે કહાવી આ ૧૭
ત્રંબાવટી નગરી તણા આતો બધા ડાઘુ હતા
કો નાર વીણા નામની દાહતો દેતા હતા
કૃન્દન તણા પૂછવા થકી કહી સત્ય વાતો તેમણે
કુન્દન ભમેલા ચિતથી તેતો વીણા નીજની ગણે ૧૮
લાવી મુકયો કુન્દન હવે ડીસ્પેન્સરી જ્યાં નગ્રની
જોઇ દશા કુન્દન તણી આંખો દ્રવી સમગ્રની
ડોકટર જયન્તીલાલ છે સ્વભાવનો શીળો ઘણો

જહેમત ઉઠાવી દર્દીજટ યશ મેળવ્યો તેણે ઘણો ૧૯
એવા કુશળ ડોકટર કને આ કેસ કુંદનનો ગયો
તેથી ઉદય કુન્દન તણા સદ્ભાગ્યનો આજે થયો
તેને દવા દઈ લક્ષથી ડોકટર વળી સદભાવથી
દાઝયા તણા જખમો રૂઝયા તે દૈવના કછ દાવથી ૨૦
તે હાલ તો હાવે જરા કંઈ ચાલતો કુન્દન થયો
તે જન્મ પુતર આજથી કુન્દનગણે જાણે થયો
જ્યમ ઉડી જતી સ્વપ્નથી બાજી બધી જાગી જતાં
ત્યાં કાળ વીત્યો કારમો અતિ કષ્ટની અવધી વ્રીતી ૨૧
શકિત શરીરે સાંપડી મળી છાંય તેને તો શીળી
આધી ઉપાધી વ્યાધી સઉ વીરમી ગયાં તેનાં બધાં
પુષ્ટી પદાર્થો સેવતાં પુલ્કીત ગાત્રો સઉ થયાં ૨૨
તન બદન તો જેવું હતું તેથી અધીકું છે થયું
હેતેથી કુન્દનલાલનું ફરવા ભ્રમણ ચિતડું ભમ્યું
કુન્દન તણા સહેવાસથી ડોકટર ઘણા મોહ્યા હતા
દુર થાય કુન્દન જાય તે મુદલ જરા ઇછતા નતા ૨૩
એમ. એ. થએલો નર યુવક સદગુણથી શુરો હતો
વળી જ્ઞાન ને વિજ્ઞાનમાં અનુભવ મહી એકો હતો
સહવાસ વારીનો કહો દાદુરને શુ ના ગમે
શજન સહે સજ્જન મળે કહો તે હવે શુ ના ગમે ૨૪
અહીં આજ કુન્દનલાલ તો ઉઠયા સવારે સ્નેહથી

કરી શૌચ કાર્ય સર્વ તે ડોકટર કને સુચી દેહથી
પ્રણામ જઈ પહેલાં કર્યા વળતી વધો એવું વળી
જાવુ હવે અહીંથી મને આજ્ઞા પ્રભુ એવી મળી ૨
અહેશાન આ ભુલુ નહિ આ જીંદગીભર આપનું
કરી ચાકરી અતિ આકરી સાટુ બજાવ્યું બાપનું
મુજ ધર્મના પીતા હવે આજ્ઞા અહીંથી ! દો મને
ભજવા પ્રીતે પરિબ્રહ્મને પળવું હવે વિકટ વને ૩
સુણી જયંતીલાલ ત્યાં બોલ્યા મૃદુ વચને વળી
ના ના વદો એવું નહિ જાવા નહિ દેઉ જરી
પરિબ્રહ્મનું પુજન કરો અહિંઆં રહી એકાંતમાં
દઈ લ્હાવ અમને જ્ઞાનનો અહિંઆં રહો વિશ્રાંતમાં ૪
થોડા દીનો જાઓ ટકી નકકી પછી જાજો તમે
રહો આપણા આવાશમાં થઇશુ કૃતારથ તો અમે
કુન્દન ઘણું કગર્યો છતાં આજ્ઞા જવાની ના મળી
નિશ્ચય કર્યો રહેવું હવે થોડા દિને જઇશું વળી ૫
ડાકટર તણા અવાશમાં કુન્દન હવે રહેતો થયો
પરિબ્રહ્મ પુજા ભાવથી હનીરશ તે કરતો રહ્યો
ડાકટર તણા કુટુંબને નીત્ય જ્ઞાનમાં ગરકાવતો
એકાંતમાં રહેતો વધુ સંસર્ગમાં ના આવતો
એક દિન કુન્દન તો ઉઠયો કરી જ્ઞાન ચર્ચા રીતથી
વળી તે સમે રાત્રી પ્રહર દોઢેક તો વીતી હતી

નીજ નીજ તણા આવાશમાં સૌ શાંતિથી સુતા જઇ
ઇલાયદો છે હોલ ત્યાં કુન્દન વળી સુતો જઇ ૩૦
શાંતિ બધે છાયી હતી નહિ કોઇનો સ્વર આવતો
છે નગ્રના રસ્તા સુના તરૂઓ સમીર હલાવતો
આવાસ કુન્દનલાલનો આ વખ્ત છે શાંતિ ભર્યો
ધીમા પ્રકાશે એકલો દીપક હતો જાતો ભઇઘેર ૩૧
કુન્દન પથારીમાં પડયો દીપ જ્યોતને જોતો હતો
તે ભાન ભુલ્યો દેહનુ ગરકાવ જ્ઞાને છે થયો
તે કાળે શાંતિ ભંગ કરતો સ્વર નિકટમાં સાંભળ્યો ૩૨
ઉડી ગઇ શાંતિ બધી માળા વિચારોની ટુટી
પરીચીત શબ્દો સાંભળી ધીરજ બધી ગઇ છે ખુટી
ઉઠયો પથારીથી અરે ઝીણી નજરથી ન્યાળતો
બાળા ઉભી પાસે દીઠી સ્વપ્ન સૃષ્ટી ભાળતો ૩૩
પરિચીત એ બાળા હતી સંપુર્ણ વર્ષો સોળની
કન્યા હતી ડાકટર તણી માતી મદનના જોરથી
સંબોધતી પ્યારા સલુણા શર્મથી ઉભી હતી
ખણુતી ભુમી નખથી વળી ઉભી ગ્રીવા નીચી કરી ૩૪
ઘડી બે ઘડી વળી મૌનતા ધારી ઉભય જોઇ રહ્યાં
પછી શર્મ ત્યાગી કુન્દને વિનય થકી વચનો કહ્યાં
અહો બેન ચંદા આ ઘડી તું કેમ આવી એકલી
શું કામ મારૂ વળી શું આપદા આવી પડી ૩૫

તુ બોલ બાળા સત્વરે શા કારણે આવી અહી
તુ એકલી રાત્રીમહી અહિં આવવું ઘટતુ નહિ
જા ભુલથી ભગની ભલે આવી છતાં પાછી થઈ
ઉપકાર તારો એ ગણુ મુજને ઘણી શાંતિ મળે ૩૬
ચંદા ઉભી વચનો બધાં શાંતિ ધરીને સાંભળે
અવસર વિચારી એ ગઇ શાણા શું વાણી નીકળે
હું આશ ઉંડી ધારીને સાહસ કરી આવી અહિં
ના બોલશો સંબોધશો મુજને હવે ભગની કહી ૩૭
શાણા સ્વીકારો મુજને અર્ધાંગના આજે ગણી
પાણી ગ્રહણ મારો કરો ના ચુકશો આવી અણી
દેદારના તમ દર્શથી અંધી થઇ હું તો હવે
તમ શાથ શાણા હું હવે બંધાઇ ચુકી આ ભવે ૩૮
બળતું બદન મારૂ હવે પુરા મદનના તાપથી
આશા ધરી ઉંડી ઘણી તે શાંતિ થાશે આપથી
જોડી મળી છે આ ઘડી વૃત પુન્યના પરતાપથી
મુજ કાય છે સોનાસમી ભેળો શુગંધી આપના ૩૯
ઓ બેન ચંદા શું વદે મુખ કંટકો શું ના ખુંચે
કર બંધ ભાષા કારમી મુજ કર્ણને એ ના રૂચે
સંબોધી ભગની મેં કહી તે જાણજે સાચુ બધું
મુજ એક પત્નિવૃત છે અનહુત બીજું છે બધું ૪૦
વિણા વિના આ જગતમાં મુજ પ્રેમ પ્યારી તો થવા
સરજી નથી કોઇ ઇશ્વરે અર્ધાંગના મારી થવા

માટે ભગીની જાવને આશા તજી એવી બુરી
મુજ રંક પર ધારી દયા કાતીલ ચલાવો ના છુરી ૪૧
હા—મમતા તજો કુન્દન બધી મુજ માગણી સ્વીકારશો
દુખો દલીત સરવે થશે સુખમાં દીનો સહુ કાઢશો
કદી રોષમાં આવી જઇ મુજ માગણી ન સ્વીકારશો
તો જાણજો નક્કી તમે ના સાર સીધો કાઢશો ૪૨
ન્હેન—બાળા વિચારી બોલજો ના ભીખ માગુ ધારશો
પરવા ન કોની હું ધરૂ તો કોઇનો આધાર શો
સો, સો, સીતમ ગુજરે ભલે કુમાર્ગ પણ ગ્રહવો નથી
ચમકે અસીધારો શીરે કુમાર્ગ પણ ગ્રહવો નથી ૪૩
જન્હુમ વિષે આજે પડુ કુમાર્ગ પણ ગ્રહવો નથી
જગ દેખતાં સુળી ચઢુ કુમાર્ગ પણ ગ્રહવો નથી
વિષ્ણુ વિના આ જગતમાં કર કોઇનો ગ્રહવો નથી
સિદ્ધાંત એ બાંધ્યો ખરો વિચાર કંઇ કરવો નથી ૪૪
નહિ થાવ અહિંથી દુર તો તમ તાતને કહુ વાત આ
માટે સીધાવો સત્વરે ના દીન છે પણ રાત આ
હા—મુજ તાતને કહેવા તણી એ વાતથી બીવરાવશો
કુન્દન તમે એ માનજો ના, ના, જરા ના ફાવશો ૪૫
હમણાં જુઓ મુજ તાતને આ વાત જાહેર જઈ કરૂં
તમ શીર જુઠા આળથી ભટકેલ ભુંડા હું કરૂં
તો—આંહા વદી એવું પછી કીકીઆરી પાડી કારમી

